

# સુકવિ-સમિતિ.

—પ્રકાશક—
છોટુભાઈ હાજીભાઈ દેશાઈ,
શારદા વિહાર-સુરત.

# સુકવિ-સમિતિ.

( એક પ્રહસન. )



કીંમત રૂા. ૦-૪-૦

પ્રકાશક:—

છોટુભાઈ હાજીભાઈ દેશાઈ.

# પ્રસ્તાવના.

(શાર્દૂલ વિક્રીડિત છદ.)

જ્યા ને ત્યા કવિના કુટુંબ ઉભર્યા, દ્વન્દ્વો પિતા પુત્રના,<br>
દ્વન્દ્વો તો કવિ બંધુના ધ્રુવ અને ત્રિપાઠી દીવેટિયા,<br>
દેવી કાવ્યની શું પ્રસન્ન . છે, બે ચાર ફૂલે તદા,<br>
વિદ્યા દેવી શુ અધ, અધ અથવા મુગ્ધા બની શારદા !

(એક અપ્રસિદ્ધ કાવ્યસગ્રહમાંથી.)



# નિવેદન.

સ્વ. ગોવર્ધનરામ, સ્વ. નવલરામ, રા. નરસિંહરાવ આદિ ગુર્જર-ગિરા ઉપાસક અગ્રગણ્ય સાક્ષરોએ કવિઓના ઉભરાઈ જતા ટોળા પ્રતિ સખ્ત નિષેધ દર્શાવ્યો છે, તેનેજ અનુસરી લેખક હૃદયે આ પુસ્તકની યોજના કરી છે

ઘણા પ્રતિકૂળ સન્જોગોમા અતિશય ઉતાવળથી આ પુસ્તક યોજવામા આવ્યુ છે, તથા ૩૬ કલાક જેવા ટુક સમયમા છાપી નાખવામા આવ્યાથી આમા ક્ષતિઓ રહેવી સ્વાભાવિકજ છે.

તાકીદે કામ કરી સમય પ્રમણે પ્રકટ કરવામા સરળતા કરી આપવા બદલ તથા સારૂ કામ કાઢી આપવા માટે દેશી મિત્ર પ્રેસના કાર્યવાહકોનો પણ પ્રસગોપાત આભાર માનવો જરૂરનો છે

"શારદા-વિહાર"
અંબાજી રોડ-સુરત

છોટુભાઈ દાજીભાઈ દેશાઈ.



# સુકવિ-સમિતિ

## પ્રવેશ ૧ લો.

[ **સ્થળ**—કવીન્દ્રકુમારનુ ઘરનું આંગણું.
[ **પ્રવેશ**—નરહરિશંકર.

**નરહરિશંકર**—કવિ ! કવિ ! બસ કવિ ! જો લોકોના મ્હોંનું ચવાણું થવું હોય, જો આલોક અને પરલોકમાં નામ અમર કરવું હોય, તો બનો બસ કવિ ! જીવતા જીવત જો માનના કૂતરા અરે ભૂલ્યો મારાં મહેરબાનો, માનમાં મરવું હોય, તો બનો બસ કવિ ! આપણે દુનીઆના દરેક વ્યવહારમાં જોઇએ છીએ કે આપણા ગએલા પુરાણા કાલિદાસ, શેકસ્પીયરાદિ વગેરે મુબારક નામોનો લોકોના મ્હોંના ચવાણા તરીકે વારવાર ઉપયોગ થાય છે, એનું કારણ તેમની કવિતા પ્રસાદી ! વળી આપણાં શાસ્ત્રનુ એક સૂત્ર છે કે "જેનુ નામ મુવા પછી ગવાણું, જાણો જરૂર તે સ્વર્ગે જવાણું" તેમ જો આપણે એકાદ મોટા કવિરાજ બની પડીએ, તો જરૂર આપણા નામનુ ચવાણું શરૂ થાય, ચવાણું શરૂ થયુ કે નામ ગવાણું, અને નામ ગવાણું કે જાણો જરૂર સ્વર્ગે જવાણું ! વળી

ભોગ જોગે મળે કદી હજારનો પગાર,
પણ પબ્લીકમાં ના મળે માન લગાર!
વળગે કદી જેમ તેમ કરી નોકરીનું જોતરૂં,
પણ ભાવથી કોઇ ના દેશે માન દઇ નોતરૂ!
મોટા મોટા શ્રીમતને તાલેવત મનખ,
પણ તે સહુ કવિ આગળ મારે છે જખ!
પાંચ મળે ભેલા તેમાં હોય એક કવિ,
તો વચ્ચે બેસાડી કવિને માની સહુ રવિ!
બ્હીક લાગે કવિની સહુ રાખે છે હેત,
એકાદ લીટી ચીતરી રખે કરે ફજેત!

માટે સૌથી સરસ રસ્તો પૂછો તો એજ કે યેન કેન પ્રકારે દરેકે બની જવું કવિ, જેથી ગણાઇએ રવિ, ઘરેઘર ચિતરાય છવિ, સુધરી જાય ભવિ, અને અંતે આ દુનીઆને તદ્દન બનાવીએ અવનવી

અરે! પણ આપણા પુરાણા એકલપેટા—સ્વાર્થી કવિરાજો કહે છે કે કવિતા તો અમારા બાપનો ખજાનો, ઇશ્વરી શક્તિ, કુદરતી બક્ષીસ છે. ઇશ્વરના ફરમાન વિના કોઇથી પણ કવિ થઇ શકાયજ નહિ! (ગભીર ચહેરે વિચાર કરતો સ્તબ્ધ બને છે.)

[ **પ્રવેશ**—મધુસૂદનલાલ.

**મધુસૂદનલાલ**—(પ્રવેશી) ઓહ આતો મિ. નરહરિ, પણ અત્યારે એ ઉદાસીનતાના ઉંડા ખાડામાં દટાયલો કેમ જણાય છે વારૂ!

**નર**—કવિ! અરે વિધાતા શું હુ ત્યારે કવિ ન જ બની શકુ કે?

**મધુ**—(સ્વગત) સમજ્યો, મારી માફક એને પણ કવિ થવા-

નોજ મેનીઆ લાગેલો જણાય છે ! (પ્રકટ) ઓહ મિ. નરહરિ, શા વિચારમાં છો મશગુલ, શુ થઇ છે કાંઇ ગંભીર ભુલ, કે જેથી ઉડાખાડામાં થયા ડૂલ, જો તું વાત કહી દે કૂલ, તો એક બંધાવીએ પૂલ, અને એ ઉદાસીનતાના કારણુને પલમાં બનાવી દઇએ અણુમૂલ.

**નર**—ભાઇ મધુસૂદન, હું તને એક સલાહ પૂછવા માંગુ છું.

**મધુ**—ખુશીથી કહે ! હું તારા દુઃખના દાવાનળને મારાં જ્ઞાન પાણીની છાલકોથી બુઝાવવા તૈયારજ છુ.

**નર**—શું એની ડાચાં ફાળ બોલી ! ખરે એને કાંઇ કવિનુ ફરમાન મળ્યું હોય એમ જણાય છે. (પ્રકટ) મધુસૂદન, આપણા પેલા એકલપેટા કવિઓ કહે છે કે " ઇશ્વરી ફરમાન વિના કવિ થઇ શકાય જ નહિ. કારણ કવિતા કરવી એ તો કુદરતી શક્તિ છે " શુ ત્યારે આપણને કવિતા લખવાનુ ફરમાન તો નજ મળે કે !

**મધુ**—ના, ના કવિતા લખવા માટે કોઇને કોઇનાં ફરમાનની જરૂરજ નથી મિ૦ નરહરિ, દુનીઆમા જનમેલા દરેક પ્રાણી, પશુ પંખી વગેરે સર્વ ભૂત પ્રાણીઓ કવિ થઇ શકે છે તો પછી તે સર્વમા ઉત્તમ અક્કલના મહાસાગર સ્વરૂપ જે મનુષ્ય તેના કવિત્વમાં તો પૂછવુજ શુ ! મને પણ પહેલા તારા જેવીજ શકા થતી હતી, પણ પછી મેં એ આપણા પુરાણા કવિઓએ પરાપૂર્વથી પોતાના ખરા કરેલા કક્કાને ભૂસી નાખવા મોટા મોટા શાસ્ત્રના પોથાઓનો અત્યત કાળજી પૂર્વક અભ્યાસ કરી જેમ કાઇ મોટી આગબોટ મોટા મોટા મહાસાગરોને ફેદી નાખે છે, તેમ એ અગાધ શાસ્ત્રના

પોથાં રૂપી મહાસાગરોને ફેંદી નાખી એક ચોચળને ચપટીમા ચોળી નાખીએ તેમ એમના મતને ચપટીમાં ચોળી વા ખાતો કર્યો છે.

**નર**—શું આવા પાખડ મતને શાસ્ત્રો પણ તિલાંજલિ આપવા તૈયાર છે !

**મધુ**—હા, આવા અધર્મ પ્રધાન મતોને તિલાજલિ આપવા માટે આપણા શાસ્ત્રો પુરાણા કાળથી મશહુર છે. ન્યાય શાસ્ત્ર પ્રમાણે કોઇ પણ સૂત્રનૂ ખંડન મડન ન્યાય શાસ્ત્ર પ્રમાણેજ થવુ જોઇએ.

**નર**—ત્યારે જો તું મને એની જરા પ્રતીતિ કરાવે તો સારૂ !

**મધુ**—જો સાભળ ! "જ્યા ન પહોચે રવિ, ત્યાં પહોચે કવિ" એ સૂત્ર તો પેલા એકલપેટાઓનુજ છે ખરૂ ને !

**નર**—હા, પણ એથી દરેક પ્રાણી કવિ થાય ! એવુ કેમ મનાય !

**મધુ**—ઉતાવળો ન થા. ચાલ કહે એનો સ્પષ્ટાર્થ શુ થાય વારૂ !

**નર**—જ્યા જ્યા રવિ જઇ શકે નહિ, ત્યા ત્યાં કવિ જઇ શકે !

**મધુ**—ત્યારે એ પણ ખરૂ ને કે "જ્યા જ્યા રવિ ન જાય ત્યા જે જે જાય, તે તે કવિ થઇ શકે

**નર**—હા, પણ પછી—

**મધુ**—પછી શુ ! મોટા મોટા ઘરોના ભોંયતળીઆઓમા, ખીચો ખીચ શેરીઓમા, મોટા મોટા ઝાડોની છાયામા, વાવ કુવાઓમા, પર્વતોની ગુફાઓમા અને ગટરોમા કે જ્યા રવિનો પ્રવેશ સ્વપ્નમાં પણ થઈ શકતોજ નથી, ત્યાં જે જે પ્રાણી જઇ શકે, પછી ભલે તે

કીડી હોય કે કુંજર હોય, માણસ હોય કે મચ્છર હોય, ગમે તે હોય પણ તે દરેક કવિ થઇ શકે !

**નર**--ત્યારે આપણે મચ્છર, ભ્રમર વગેરેને કવિતા બનાવતા જોઇએ છે, તેનુ કારણ પણ એજ હશે !

**મધુ**—હા ! મચ્છરની કવિતાઓ ઘણી સુંદર લાગે છે ! તેમજ મોર, કોયલ વગેરે પખી કવિઓએ તો દુનીઆમા અક્ષય કીર્તિ મેળવી છે

**નર**--ત્યારે મારૂ ઘર છે તો સુદર, પણ જરા બેઠા ઘાટનુ અને મારી શેરીમા નાનામા નાનુ, તેમાં રવિનો પ્રવેશ મારા બાપ જન્મારે તો થયો ન હતો, અને દીકરાને જન્મારે થશે પણ નહિ.

**મધુ**—એટલે તુ અને તારા ઘરમા વસતાં કીડી મકોડી, માકડ મચ્છર, વગેરે બધા કવિ બની શકે અને તેમા તુ તો તે બધા કવિઓનો રાજા થઇ શકે !

**નર**--મારે જરા આપની પાસે એક ખુલાસો કરવો છે ! મારા વિચારશીલ મગજને એક મુઝવણ થાય છે કે કવિતા બનાવવાનુ જ્યારે હરેકને ફરમાન છે, ત્યારે દરેક જણ કવિ કેમ નથી થતા વારૂ !

**મધુ**—ઓહો એમાં શુ ! એતો જેમ કોઇ તાલેવત ને કોઇ ગરીબ હોય, કોઇની બુદ્ધિ વધારે ને કોઇની થોડી હોય, કોઇ કૃપણ ને કોઇ દાનો હોય, તેમ કોઇને એ બનાવવાની શક્તિ ઘણી હોય છે, ત્યારે કોઇને થોડી હોય છે !

**( નેપથ્યે )**

અરે ચીની ચલાણા લાવો !<br>
તમે ચાહ પીવાને આવો !

**નર**—( સ્વગત ) આતો કોઇ કવિરાજના શ્રવણ સુંદર સુર સંભળાય છે વારૂ !

**( નેપથ્યે )**

કોઇ પાણી, આપો આણી !
પીછાણી મારી વાણી !

**મધુ**—( સ્વગત ) આતો કોઇ શીઘ્ર કવિરાજનો પ્રદર્શનમાં મૂકવા લાયક નમુનો જણાય છે. કવિતા દેવીની કૃપા તો એનાપર સોએ સો ટકા વરસી દીસે છે'

**નર**—મધુસુદન ! આ ઘરમાથી આ વાણીનો ગોંધાટ શેનો સંભળાતો હશે વારૂ ?

**મધુ**—આ ગોંધાટ નથી, એ તો સકળ જીવોમાં ઉત્તમ જીવ એવા કોઇ મનુષ્યની કવિતાની પ્રસાદી છે. મને લાગે છે કે જેમ મૂર્ખ માણુસને નવ ને બે બાર ભણતાં વાર લાગતી નથી, અને બ્હીકણને અગીયારા ભણી જવા કહેવું પડતુ નથી, તેમ એને પણ કવિતા બનાવતા વાર લાગતી હોવી ન જોઇએ '

**નર**—ત્યારે ચાલોને ' આપણે એની મુલાકાતનો અલભ્ય લાભ મેળવીએ ' "ઘર બેઠા ગગા આવી" જો જવા દઇશુ તો ગમારમાં ગણાઇશુ !

**મધુ**—"ભાગ્યવાનને ત્યાં ભૂત રળે" તેમ તુ કાઇ મોટો નશીબદાર લાગે છે. જોને તેઓ બહાર નીકળી આ તરફ આપણી મુલાકાતે જ આવે છે તારો વિચાર પરમેશ્વર સાક્ષાત્ તેના કાનમા ભરી આવ્યા લાગે છે. ચાલ જરા બાજુ થઇએ એવા મોટા માણસની સામા આડખીલ થવું એમને અપમાનકારક છે.

[પ્રવેશઃ—કવીન્દ્રકુમાર

**કવીન્દ્રકુમાર**—મારી સૂક્ષ્મદર્શી આંખોએ અત્રે કોઇ બે દમામદાર માણસોને ઉભેલા જોયા હતા, તેમજ સાતમે પાતાળની વાતો સાંભળવામાં પણ પ્રવીણ મારા સૂક્ષ્મ લક્ષી કાનોએ તેમને પ્રમોદ ભરી વાતો કરતા સાંભળ્યા હતા, છતાં અત્રે તેઓ કેમ જણાતા નથી. જરા ઢોંગ ખાતર, અરે ભૂલ્યો ! મારી મોટાઇ બતાવવા ખાતર નીચું જોઇ ચાલ્યો, તેમાં અરે વિધાતા તેને તેં કયાં ગૂમ કીધા ? અરે વાયુ દેવ ! તમે તેમને ઉચકી લઇ કયા ઉંડા ખાડામાં ફેંકી દીધા ? હાય ! હાય ! અરે ઓ ઉંચાં વધેલાં રાક્ષસી ઝાડો ! અરે ઓ ગગન વિહારી પંખીઓ ! અરે ઓ ભૂમિના ખુણે ખુણે સતાતા ફરતા માકડ મચ્છરો ! કૃપા કરી કહેશો કે મારા અફસોસનો વિષય થઇ પડેલા પેલા બે વનચર વરૂ અરે માણસો કયાં છે ? (ચારે તરફ જોતાં) અરે તે તો પેલા રહ્યા, એક બીજાના કાન કરડી ખાતા દૃષ્ટિએ પડે છે. ચાલ જરા પાસે જઇ છછેડુ, અને મારા જ્ઞાનની મહત્તાનું પ્રદર્શન બતાવું ! (પાસે જઇ)

કેમ ઉભા અહીં મ્હેરબાનો !
ઓ હેવાનો ! શયતાનો !

**મધુ**—અરે બેવકૂફ મનુષ્ય ! શયતાન કહેતા જરા શરમાતો નથી ! તારી અશિષ્ટ શબ્દ ઉચ્ચારતી જીભ ફાટી કાં જતી નથી વારૂ !

**કવીન્દ્ર**— જરા સાંભળશો કહ્યુ મ્હારૂ !
પછી ખાસલકુ એક મારૂં !

**નર**—( બાજુએ લઇ જાઇ ) મધુસૂદન તમે વખાણીને છાપરે ચઢાવતા હતા તેનાં જોયાં આ લક્ષણ !

**મધુ**—હું શું ધારી બેઠો હતો કે એ આવો છેક નીચજ હશે! જરા ગડબાટી અહીંઆંજ ભોંય ભેગો કર્યો હોય તો બીલ્કૂલ પાપ લાગે એમ નથી.

**નર**—મારો પણ એના પર એવો કાર વહી જાય છે, કે જાણે હમણા ને હમણા એકના બે બનાવી દઉ !

**કવીન્દ્ર**— શું કરી રહ્યા છે વિચારો !
જરા કહો રડીના યારો !

**મધુ**—( પાસે જઇ કાન પકડી ) કમજાત ! તારા જેવા બેવકૂફોએજ આખી કવિ આલમને બેઆબરૂ બનાવી છે !

**નર**—અરે જરા પકડની બીજો ટાંટીઓ, એને અહી ચીરી બે બનાવીએ !

**કવીન્દ્ર**—અરે માફ કરો મારા સાહેબ ! હુ તમારે પગે પડુ છું, મારો જો કાઇ ભયકર ગુન્હો થયો હોય તો કહો, જેથી હુ તેની માફી માગી શકું !

**નર**—જોયો ! ગુન્હો થયો હોય તો માફી માગે ! જાણે પોતે તો નિર્દોષજ છે ! મધુસૂદન ! એને આ દોરીથી ઝાડ સાથે બાધી ઝાપટો કે કાઇ પાંસરો થાય !

**કવીન્દ્ર**—પણ ભાઇઓ ! જરા મારો ગુન્હો તો કહેશોને !

**મધુ**—બણુચક ! હેવાન ને શયતાન કોને કહેવાય તે સમજે છે ખરો કે! શયતાન કહેવા ઠપકો દીધો ત્યારે રડીબાજ કહ્યા.

**કવીન્દ્ર**—( ખૂબ હસે છે. )

**નર**—આતો ગાંડો અલ જણાય છે. જરા પટાવીને પૂછો એને હસવાનું કાંઇ ગભીર કારણુ જડયું હશે !

**મધુ**—અમને તમો જરા તમારૂં હસવાનુ કારણુ કહેશો ?

**કવીન્દ્ર**— એનુ હશે જે કારણુ !
છે એજ તમારૂ મારણુ !

**નર**—ઓ મારા બાપ ! આતો કોઇ મોટો જાદૂગર જણાય છે !

**મધુ**—કેવો બેવકૂફ ! ભણુતરનુ પૂછડુ થઇ જાદૂ જેવી પટામણી વિદ્યાને પણ હજી માન આપે છે ! ( કવીન્દ્રકુમારને ) મારણુ પછી કરજો પણ પહેલા કારણુ કહી અમારો સદેહ નિવારો તો સારૂ !

**કવીન્દ્ર**— તમ પર કીધા વિણુ મારણુ !
ના થાય સદેહ નિવારણુ !

( સ્વગત ) હા ! હવે બાજી હાથપર આવી છે. પ્રથમ ખાલી દમ ભીડાવી માથે ચડી બેઠા હતા હવે કેવા પોતીઆ ઢીલાં થયાં છે, જોઈ આપણા પર કવિતા દેવાની કેવી કૃપા છે ! એમને નમાવવાનો ઉપાય આપોઆપ તેણે સૂઝાડયો.

મધુ—(નરહરિને) ભાઇ હવે એને ભજો ! નહી તો પછી આ દુનીઆને સદાને માટે તજો !

**નર**—મારા તો કેવારનાએ છાતીના પાટીઆં બધ થઇ ગયાં છે !

**મધુ**—ત્યારે પડો પગે !

( બન્ને પગે પડે છે )

**કવીન્દ્ર**—ઉઠો ઉઠો વીર ઓશિયાલા !
કેમ આમ બન્યા છો નમાલા !

**નર-મધુસુદન**—અમે તમારી માફી માગીએ છીએ !

કવીન્દ્ર—માફી ! હું કોઇને કદી માફી આપતોજ નથી !

નર-મધુ—ના, ના, હે કૃપાનિધાન ! દુઃખીઆના બેલી ! અ-મારી અરજ અંતરમા ઉતારો ! અમારી બદફેલી ના સભારો ! અમે માનશું તમારા જન્મે જન્મ અગણિત આભારો !

કવીન્દ્ર—(સ્વગત) આ પણ કોઇ કવિનાજ બચ્ચા લાગે છે. (પ્રકટ) ચાલો ઉઠો ! ઉઠો ! તમે આમજ કવિ બનવાના હતા કે !

નર—(સ્વગત) આ તો આપણી વાતચિત જાણી ગયો જણાય છે !

મધુ—આને તો કોઇ દેવ પ્રસન્ન પ્રસન્ન થયા જણાય છે !

કવીન્દ્ર—આમ હવે ગરીબ જેવા બની ગયા છો ત્યારે પહેલે-થીજ સીધુ મરવુ હતુ ને !

મધુ—નહિ ! નહિ ! કવિરાજ, અમે તો શયતાન કહ્યા, તેથી અમો આપથી અજાણુ એટલે ખીજવાટ કરી બેઠાં

કવીન્દ્ર—હા ! પણ મેં કહ્યુ કે મારૂ કહ્યું સાંભળો, ત્યારે તો મને એકદમ મારવા ગરજી ઉઠયા !

મધુ—હવે એ ગઇ ગુજરી ના સંભારો ! અને અમને હેવાન કહેવાં જેવા અમારાં તમને શા ચિહ્ન જણાયા વારૂ !

કવીન્દ્ર—જુઓ ! સાભળો ! મને જાણે અજાણે, ગમે તે ટાણે, રાતે કે વ્હાણે, લગનમા કે કહાણે, સહેલથી કે પરાણે કવિતા કરવાનુજ મન થઇ જાય છે.

નર—પણ તેનો આની સાથે શો સબધ

કવીન્દ્ર—જરા આગળ સાભળો તો ખરા ! તમન મે કવિ થવાનો મેનીઆ લાગેલો જોયો, એટલે હું મારા ઘરમાં ચાહની

સામગ્રી એકઠી કરવાના કામે રોકાયો હતો. ત્યાંથી તમને શોધતો બહાર આવ્યો. અને તમને સંબોધતા પહેલી લીટીમાં અંતે "મહેર-બાનો" શબ્દ ઉચ્ચરાયો, તેથી બીજી લીટીને અંતે પ્રાસ મેળવવા ગમે તેવો શબ્દ મૂકવો જોઇએ. તેથી મેં "શેતાનો" કહ્યું. વળી એવા પ્રાસ જેમ વધારે તેમ કવિતા સારી ગણાય છે. માટે મે સાથે "હેવાનો" પણ કહ્યા અને એક સુંદર કવિતા બનાવી.

**મધુ**—પણ કવિરાજ ! અમને આ બધું આગળથી સમજાવ્યુ હોત, તો કેવુ સારૂ ! કે જેથી આવો અમાંગલિક પ્રસગના દર્શન કરવા પડતે નહી.

**કવીન્દ્ર**—પણ મે તમને સાંભળવા કહ્યું, ત્યારે તો તમે આઘા જઇ એક બીજાના કાન ધોવવા માંડયા

**નર**—અમે તો તમે અમને ખાસડુ મારવા કહ્યું, તેથી ગભરાઇ અત્રેથી અગિયારા ભણી જવા વિચાર કરતા હતા.

**મધુ**—વળી અમે દૂર જઇ ઉભા, તેવામા તમે અમને રડીના યારો બનાવ્યા, એટલે અમારો કુદરતી ક્રોધ એકદમ ફુંફાડા મારી ઉઠયો !

**કવીન્દ્ર**—અરે ! એજ ! એજ ! આખી આલમનુ સત્યાનાશ વાળનાર એજ ક્રોધ એને આધીન થનારા બેવકૂફોએજ આજે આ પવિત્ર ભૂમિને ભ્રષ્ટ કીધી છે અમારા જેવો શીઘ્ર કવિવર્યોને એઆ બરૂ બનાવ્યા છે !

**મધુ**—પણ તમે આપણી વાતને તો પડતી મૂકી ?

**કવીન્દ્ર**—જરા સાંભળો ! પ્રસંગોપાત બોધ કરવો એ કવિ લોકોનુ ખાસ લક્ષણ છે !

**નર**—પણ તમે અમને ખાસડુ મારવા કેમ કહ્યુ હતું વારૂ !

**કવીન્દ્ર**—અરે મારા મહેરબાનો ! તમારી અક્કલની ઓછપને લીધે તમે એનો અર્થ સમજી શક્યા જણાતા નથી, મે તો એમ કહ્યુ હતુ કે "મારૂ કહેવુ સાભળો, અન જો ખોટું હોય તો ખાસડુ મારો" એતો પહેલી લીટીને અતે "મ્હારૂ" આવ્યુ, અને જો બીજી લીટીમા "મારો" મૂકીએ, તો કવિતા બેડોળ દેખાય, માટે 'મારો' ને બદલે 'મારૂ' વચો હતો.

**મધુ**—વારૂ, પણ આપ એટલેથીજ થભ્યા હોત, તો અમે આવી ધાંધલ મચાવત નહિ, પણ તમે તો અમને છેક રડીબાજ બતાવ્યા.

**કવીન્દ્ર**—(હસે છે) અરે ભાઇ એનુ કારણ એવુ છે કે પહેલી લીટીમા અતે "વિચારો" શબ્દ આવ્યો. એટલે બીજી લીટીમા "યારો" કે જેનો અર્થ ભાઇઓ થાય છે, તે મૂકવોજ જોઇએ પણ એકલો "જરા કહો યારો" એટલા ત્રણ શબ્દથી કવિતા બધ બેસ્તી ન બનવાથી વચ્ચે "રડીના" શબ્દનુ ગાબડુ માર્યુ, અને કવિના ખાપણ વિનાની બનાવી !

**મધુ**—પણ મારા વિદ્વાન્ કવિરાજ ! આમ કવિતાના કાશીયા પર કાશીઆ મેળવતા બીજાના હાડકાના ચીથરા થાય છે, તેનુ કાઇ ભાન ખરૂ કે !

**કવીન્દ્ર**—હા, મને કેટલીક વખતે એવો ખ્યાલ આવે છે ખરો, પણ કવિતા બનાવવી એ એક દેવીની પ્રસાદી હોવાથી તે દેવી આપણા મગજમાં જેવુ સૂઝાડે તેવું બકવુ. પછી તે જેવું હોય તેવુ. તેનો દોષ દેવીને શીર ! એવું મારૂ માનવું છે.

**મધુ**—એ ગમે તેમ હો ! પરતુ. મારો એક એવો વિચાર છે કે આપણી ગુજરાતી દુનીઆના બધા પાંખડી કવિ, અપાંખડી કવિ, શીઘ્ર કવિ, વિલબી કવિ, જોડકણાં જોડનાર, ચોકઠા બેસાડનાર, વગેરે દરેકને આમત્રણ અરે ભૂલ્યો નિમંત્રણ કરી એક સ્થળે એકત્ર કરીએ, અન કવિતાનુ શાસ્ત્ર નક્કી કરીએ, જેથી આવી ગુચવણુ-મુઝવણો ઓછી થાય, અને ઘણા આશાતુર જીવડાઓ, જેમને કવિતાનુ ચોકઠુ બેસાડવાનુ કુદરતી વલણ છે તેમના ઉમળકા પણ પાર પડે !

**કવીન્દ્ર**—હા, એમ થાય તો ઘણુ સારૂ, ઘણા દિવસથી મને મોટા મોટા કવિઓની સભામાં બેસવાનો ઘણો ઓહરો છે. તે પણ એ બહાને પાર ઉતરશે.

**મધુ**—મુરબ્બી કવિરાજ ! જો અમારા પર ઇશ્વરની કૃપાની અતિ વૃષ્ટિ થાય, તો આપને ને કવિ મડળાના પ્રમુખસ્થાને આરૂઢ કરીશુ.

**કવીન્દ્ર**—ત્યારે તો આપની ઘણી કૃપા ! આપનો જન્મે જન્મના ઋણી થઇશ,

**મધુ**—કેમ મિ. નરહરિ, તને આ વિચાર સમત છે ને !

**નર**—મારે તો એવુજ જોઇએ છે ! મારૂ હૃદય કવિ થવાને એવા વલખા મારે છે, કે જો ગણ્યા દહાડામાં કવિ ના થઇ પડાય, તો પછી આ દુનીઆમા કેમ જીવાય !

**મધુ**—ચાલો, ત્યારે નક્કી આવતી પાડા પાંચેમને કવિ વારના સુમુહુર્તએ એક સુકવિ-સમિતિ ભરવી, તેમા નાના મોટા બધા કવિ બગ ભગતોને એકઠા કરવા, અને કવિતાઇ શાસ્ત્ર નક્કી કરી સાહિત્ય

ના મંદિરમાં એક એવી ઉત્તમ ઈંટ ચણવી કે જેથી સાહિત્ય મંદિર મોડુ વહેલું ગબડયા વિના રહેજ નહિ !

**કવીન્દ્ર**—ચાલો ત્યારે હવે છૂટા પડીએ. અને ભવિષ્યમા મોટું માન મેળવવા માટે કવિતાના ચોકઠાં ગોઠવવાના ઉદ્યમે લાગીએ

બનો કવિ ! કવિ ! કવિ !
આલમ કરો નવી !
ધરેધર ચીતરી છવિ !
આલમ બધી બસ પૂજશે હો ! માની સહુ રવિ !

( વિસર્જન )

## પ્રવેશ ૨ જો.

[ **સ્થળ**—ગામનુ પાદર
[ **પ્રવેશ**—નવનીતલાલ

**નવનીતલાલ**—આજકાલ આ નાનકડી ગુજરાતી દુનીઆમા કવિઓના તીર સરખા કાતિલ ટોળા ઉભરાઇ જતા જોઇ મને અત્યત બ્હીક લાગે છે, કે રખેને તેઓ આ ગરીબ બિચારી મારી લીલી છમ જેવી દેખાતી ગુર્જરી ગિરાને ફોલી ખાય ! સુધાર-વાને ડોળે નષ્ટપ્રાય કરે ! અન્ય દુનીઆમા અજમાવાયલા પ્રયોગો પરિસ્થિતિ જોયા વિના ગુર્જરી દુનીઆમાં પણ અજમાવી, નિષ્ફળતા પામી, પરાપૂર્વથી થતા તૂલનુ પણ નુકસાન કરી ગુર્જરી ગિરાને ખરે એ કાતિલ ટોળાઓએ ઉગારી મૂકવા ધારી છે.

[ પ્રવેશ—લઘુવપુશંકર

**નવનીતલાલ**—આતો પેલા લઘુવપુશંકર કે જેમણે બીજી બધી શોધો " થોડી મહેનતે ઘણું કામ થાય, થોડુ ખાવાથી પણ ચાલે ચરે ન ખાવાથી પણ ચાલે, આખ મીંચી ઉઘાડતાં હજારો ગાઉ દૂર સંદેશો મોકલી શકાય, ટાંટીઆ દુખવવાની પીડામાંથી ટળી દુનીઆના ઉંડામા ઉંડા ખૂણામાં સહેલાઇથી જઇ શકાય, વગેરે શોધોની માફક ગલી કુંચીઓમાં ગુચવાવાની, મોટા મોટા પહાડ કરાળ ચડવા ઉતરવાની, કાટા કાંકરામાં અથડાવાની, અસહ્ય ગરેડને બદલે કવિતા બનાવવાનો એવો સીધો સટ ધોરી રસ્તો બતાવી દીધો કે જેથી પરાપૂર્વથી ચાલતી આવેલી કવિઓની કીંમત ઓછી અકાઇ તેમને મળતા માનને તિલાજલિ અપાઇ ! રાખો પણ એઓ કાંઇ બોલવા ઇચ્છતા હોય, એમ એના વિકાસેલા ડાચાકમળથી પ્રતીત થાય છે. ચાલ ત્યારે છૂપાઇ જરા ધ્યાન દઇ સાભળુ, જોઇએ એઓ શી લવરીએ ચઢે છે ?

**લઘુવપુશંકર**—આ દુનીઆ કેવી ઢગધડા વિનાની છે ! અધમ—લૂચ્ચાઓ માન પામે છે, ત્યારે સાચા ઠોકરખાઇ રવડે છે. મને તો વારે વારે આ વિના પરીક્ષકની દુનીઆમાથી ચાલ્યા જવાની ઇચ્છા થયા કરે છે.

**નવનીત**—જોયો, આ ભાઇને તો મરવાનો અભખરો લાગ્યો દીસે છે !

**લઘુ**—પેલા કક્કાને ફૂટી મારે એવા જૂના જમાનાના જગલી અભણ મનુષ્યોની લવરીને કવિતા સમજી એ ભોગરભટીઆઓને કવિ માની આ આંધળી દુનીઆ તેને છાપરે ચઢાવે છે, ત્યારે

આ અમારા જેવા જ્ઞાનના મહાસાગર શહેરી ( શઠ ) કવિરાજોને વા ખાતા કરે છે. લોકો કહે છે કે " અમારા જ્ઞાન મહાસાગરનું ખારૂ પાણી શું ભોગ લાગ્યા છે કે પીઇએ " જોઇ આ આપણી છતી આંખે અંધ, છતે કાને બધિર, છતે પગે પગુ દુનીઆની પરીક્ષક શક્તિ ! અરે લોકો ! તમને ઉંડા ખાડામાથી સડતા બચાવતાં અમે તો થાક્યા ! તમે તમારી જૂની ગરેડે ચાલ્યા જાઓ, ઉંડા ખાડામાં પડો, અને સડો, તેમા અમારે શુ ? તમારા પેલે ભવના પાપ આડે આવ્યા હશે તેમાં અમારો શો ઇલાજ !

**નવનીત**—( સ્વગત ) કકડી રોટલાની આશાએ ભટકતા શ્વાનના જેવુંજ આને પણ ઘેલુ લાગેલુ જણાય છે ચાલ જરા પાસે જઇ જૂની ઓળખાણને તાજી કરીએ, અને વાત છછેડી ગપ્પાં હાંકીએ ( પ્રકટ ) ઓહ મિ લઘુવપુશકર ! કેમ અત્યારે આ તરફ ક્યાંથી ?

**લઘુવપુશકર**—હુ ધારૂ છુ કે એ તો તમે જાણતાજ હશો કે હુ એક મોટો વિશ્વભૂષણ કવિ થઇ પડયો છુ કવિઓને કુદરતી અભ્યાસ કરવો જરૂરનો છે અને તે માટેજ હુ આ તરફ ભટકવા નીકળી આવ્યો છુ

**નવનીત**—હા ! પહેલા તો હુ તમારી કવિતાને એટલી બધી ધિક્કારતો હતો કે એના લેખકને વાતવાતમા ગાળો ભાંડયા વિના પણ રહેતો નહિ, પણ જ્યારથી મને જણાયુ કે એના લેખક તો મારા એક પુરાણા મિત્ર છે ત્યારથીજ મે તેની ખણખોડ કરવી મૂકી દીધી, અને જ્યાને ત્યા લોકોના કાન આપની પ્રશસાથીજ ભરવા માંડયા છે.

**લઘુવપુ**—જો કે હુ કવિતા બનાવવાના સતત ઉદ્યોગે લાગવાથી

મને મારા ઓળખીતાઓમાં ઘણી ભૂલામણી થવા લાગી છે. તેથી આપ જરા આપની પુનઃ પિછાન કરાવશો !

**નવનીત**—જ્યારે આપ મોહમયીમાં M. A. D. એમ. એ ડી. થવાની તૈયારી પર હતા ત્યારે આપ પેલા ગોંદલને ગોંદરે આવેલા ગગલા ઘાંચીના અશ્વગૃહમા રહ્યા હતા, જ્યારે હું તમારી પાછલ આવેલા શારદા વિલાસ પેલેસના સાતમે માળે જમણી બાજુના ડાબા ખુણામાં દબાઇ રહેતો હતો.

**લઘુવપુ**—હા ! ! અમારા કાને સાભળેલી, આંખે જોએલી, જીભે ચાખેલી, નાસિકાએ સુઘેલી, અને ત્વચાથી સ્પર્શેલી કોઇ પણ વસ્તુ પછી તે સજીવ હો વા નિર્જીવ પણ તે અમારા કવિત્વમય તીવ્ર મગજમાંથી કાળાન્તરે પણ ખસતી નથી, હા, એટલુ તો ખરૂ કે ઘણી વાતોના ભરાએલા ભૂસામાથી એકને આગળ આણુતા સમય જવાને લીધે સામા પાસેથીજ તેની ઓળખ કઢાવી લઇએ છીએ. જરા મને આપનુ નામ કહેશો !

**નવનીત**—મારૂ નામ નવનીતલાલ !

**લઘુવપુ**—હા હા હુ ધારૂ છુ કે તે સમયે તો આપને ચાર પગ હતા ને !

**નવનીત**—નહિ નહિ સાહેબ, એતો તમે અશ્વગૃહમા રહેલા તેથી કોઇ અશ્વની ભ્રાંતિ થઇ હશે !

**લઘુવપુ**—હા હવે યાદ આવ્યું, તમે તો પેલા સાતમે પાતાળે અરે માળે રહેનારા કેમ !

**નવનીત**—અને જો તમારાં કાતિલ મગજમા હજી પણ તે સમયનુ કાઇ ભૂસું ભરાઇ રહ્યુ હોય તો તમે મારી સાથે ધાલમેલ કરવાને ઘણાં ફાંફા મારતા હતા.

**લઘુવપુ**—હા ખરૂ છે, તે વખતેજ મને કવિતા જોડવાનો ચડાશ લાગ્યો હતો, મારી કવિતાને તે વખતના કમઅક્કલ અધિપતિઓ તિરસ્કારી કાઢી કચરાની ટોપલીને હવાલે કરતા અને તેથી મારો ધુરધર બનવાનો અભખરો મનમાં ને મનમાં સમાઇ રહેતો, આથી મારી કવિકીર્તિની આગ ચારે તરફ સળગવાને માટે તમને અગારો બનાવવા મે ધાર્યુ, પણ તે સુયોગનો તમારા અપવિત્ર અપુણ્યવાન કમનસીબ આત્માએ સ્વીકાર કર્યો નહિ.

**નવનીત**—તે ગુમાવેલો સુયોગ પુન: પ્રાપ્ત થવાથી તમારો આભાર માનુ છુ.

**લઘુવપુ**—અને હુ પણ તમારો મારી પ્રશસાથી લોકોના કાનો ભરવા માટે આભાર માનુ છુ.

**નવનીત**—હુ તો મારા પૂર્વના પ્રાયશ્ચિત માટેજ આપની પ્રશસા કરૂ છુ.

**લઘુ**—ગમે તેમ હો ! અમારે ફક્ત અમારી વખાણના બણગાં ફુકો એજ જોઇએ છે.

**નવ**—ચાલો ત્યારે કુદરતનો અભ્યાસ કરવા કૃપા કરી મારે ઘાસને ખેતર પધારશો ! તો આપને ઘણો લાભ થશે અને હુ ધારૂ છું કે તેથી આપ મારા જન્મે જન્મના ઋણી થશો.

**લઘુ**—નહિ, નહિ, મિ. નવનીત ! હજી તું ગામડીઓ ગમારજ રહ્યા. ઘાસનુ ખેતર જોવાનુ તમારા જેવા ગામડીઆનેજ શોભે !

**નવ**—ત્યારે આપ મારી અતિશય અજ્ઞાનતાનો ભયકર ગુન્હો માફ કરી જરા કહેશો કે આપ કુદરતી અભ્યાસ ક્રમમાં શેનો સમાવેશ કરો છો વારૂ !

**લઘુ**—જો સાંભળ !- કોયલડી કે જેણે પોતાની મધુરી મોરલીના સુરથી આખી આલમને બેગાર બનાવ્યુ છે ! "મોરલો" કે જેણે પોતાની મધુરી નૃત્યકળાથી વારાંગનાઓને વ્યભિચારિણી બનાવી છે !

**નવનીત**—પણ લઘુવપુશંકર, તમે જાણો છો ! મારી બધી જીંદગી આ અરણ્ય ભૂમિમાજ ગઇ છે "કોયલ" અરે માફ કરજો તમારી "કોયલડી"ને મે તમારા કરતાં ઘણીવાર જોઇ છે, પણ મેં તો કદી પણ તેના પાસે મોરલી ભાળી નથી, તો પછી વગાડતી તો ક્યાથી જોઉં ! તમને એવી મોરલીવાળી કોયલડીના કયા દર્શન થયા'તાં વારૂ !

**લઘુવપુ**—નવનીત ! તારી આવી નકામી શંકાથી મારૂ મગજ પાકી જશે. એના સુંદર કંઠથી અમારા જેવા મોટા કવિરાજો એને મોરલી વગાડતી કલ્પે એમા શી નવાઇ !

**નવનીત**—હા, પણ તમે તો વળી એમ કહો છો કે એણે લોકોને બેગાર બનાવ્યા !

**લઘુવપુ**—એમા અસત્ય શુ છે ? એના સુંદર કંઠથી લોભાઇ ગાનતાનમા ગુલતાન એવા લોકો ભાન ભૂલે અને તેમને એના સાદના શ્રવણનો નાદ લાગે, જેથી બેગાર બને. આવી નજીવી વાતને પાડાના માથા જેવી બનાવી સમયનો દુરૂપયોગ કરવો મને પાલવતો નથી !

**નવનીત**—વારૂ ! પણ હવે આટલો એક ખુલાસો કરી નાખો તો સારૂ ! નહિ તો વળી તે કીડો મારા કુમળાં ભેજાને કોરી ખાશે !

**લઘુવપુ**—ચાલ જલદી કહે ! તારી જૂની ઓળખાણને લીધે આટલો ખુલાસો કરૂ છુ નહિ તો બીજાને તો મ્હોએ ન આપુ !

**નવનીત**—તમારો મોટો આભાર ! મને તમોએ કહ્યુ કે "મોર

રલાએ વારાંગનાને વ્યભિચારિણી બનાવી" એ વાત પાણી પી પીને થાકયા છતા મારે ગળે કેમે કરી ઉતરતી નથી !

**લઘુવપુ**—જો વળી પાછો તેવોને તેવોજ ફૂટ ફૂટારો ! મોરલાના મધુરા નાચથી લોકોની વારાંગના નાચપરથી ભક્તિ ઉઠી ગઇ, એથી વારાગનાઓ ભૂખે મરવા લાગી, આખરે થાકી તેઓએપોતાનું પેટ ભરવા માટે આવો અધમ માર્ગ સ્વીકાર્યો.

**નવનીત**—હજારો લોકોને બેગાર બનાવનાર આ દુષ્ટ કોયલડી અને મોરલા ! તમોને હજારો હજાર ધિક્કાર છે !

**લઘુવપુ**—મૂર્ખ ! વિના વિચારે બકી પરમેશ્વરની સુદર કૃતિની નિન્દા કરતા તારા દુ શીલ મોઢામા ક્રરદ કેમ ફુટી નીકળતું નથી ! પ્રભુની કૃતિને વખોડવી એ બીજે જન્મે અસલ્ય નરકયાતનાને નિમત્રણ કીધા બરાબર છે.

**નવનીત**—જાણ્યુ, ભાઇ જાણ્યુ ! તારુ સભાપણ બસ કર ! હવે ફરીને કદીપણ આવુ ભયકર પાપ ન કરૂ ' પરતુ અત્યારે કૃપા કરી કહેશો મારા પાપનુ પ્રાયશ્ચિત

**લઘુવપુ**—શાબાશ, શાબાશ, મિ. નવનીત શાબાશ ' જેમ ચકલીને ચીં ચીં કરતા વાર લાગતી નથી. કાગડાને કા કા કરતા વાર લાગતી નથી, વરસાદનુ પાણી પડતા નેવે પાણી પડતા વાર લાગતી નથી, તથા વહેતા પાણીને ઢળતી જગામા વહેવા કહેવાને સમય જોઇતો નથી, તેમ તારા આવા ઘડાયલા મગજ ઉપર મારા આવા સુન્દર કવન સદશ વચનની અસર તુરતને તુરત થએલી જોઇ નવાઇમા ગરક થાઊં છુ, અને તારી સુદ્ધ ઠેકાણે આવી, ભૂલ સુધારવા માટે હુ ધારૂ છુ કે તુ મારો આભાર અત્યત આભાર માનશે.

**નવનીત**—લઘુવપુશંકર, હમણા તો શું હું જીવીશ ત્યાં સુધી અને મરણ બાદ પણ તમારો આ આભારનો કીડો મારા અંતરના ઊંડાણમા સામ્રાજ્ય કરશે. વારૂ પણ કવિવર્યંતમ મારે આપની પાસે જરા કાંઇ જાણી લેવાની અને આપના આભારમા વિશેષ તણાવાની ઇચ્છા થાય છે

**લઘુવપુ**—ખુશીથી કહે ! તારા અજ્ઞાન વાદળને અતિ ત્વરાથી વિખેરી નાખવા મારી જ્ઞાન વિદ્યુત કૂદી રહી છે !

**નવનીતલાલ**—મને જરા કુદરત એટલે શું તેની ગમ પડતી નથી, જો તે સમજાવશો, તો હું આપનું નામ શિખરે ચઢાવી દઇશ

**લઘુવપુ**—(સ્વગત) આગળ પડવાનો આ ઠીક મોકો છે નવનીત એક ગામડીઓ છે તે મારો ખરા ડંકો પોતાના ગામમા જઇ બજાવશે ત્યાંથી તેનો ઘોર ઊંડા ગામોમા અથડાશે. જ્યા ત્યા મારી કીર્તિના ગાણા ગવાશે, અને મારી ચિર સમયની ધારેલી મુરાદ બર આવશે.

**નવનીતલાલ**—ભાઇ ! શું વિચારમા મગજ ઘુમાવી રહ્યા છો. આપ નક્કી માનજો કે હું આપનો અનૃણી ન થાઉં !

**લઘુવપુ**—આમ ઉતાવળે શીદ આંબા પકાવે છે ? એ તો હું તને ઉત્તર આપવા શબ્દ ગોઠવવાની ગૂંચવણમા પડયો હતો ! જો સાંભળ ! જે જે વસ્તુઓ પોતાની મેળે જન્મે તે તે વસ્તુની કુદરતમાં ગણતરી થાય

**નવનીતલાલ**—વારૂ ! પણ ત્યારે તેને જોવા સારૂ આપ જેવા બાબુચકો શા સારૂ મરી પીટતા હશે !

**લઘુવપુ—એ** તો જેમ કોઇ માણસ ઉટ જેટલાં લાંબા હોય છે, ત્યારે કોઈ ભોયમા પેસવાને મથન કરતો હોય છે, કોઇ મરકટ સમાન સૂક્ષ્મ કાય હોય છે, ત્યારે કોઇ પાડા સાથે હરિફાઇમાં ઉતરી જીત મેળવવા તૈયારી કરતો હોય છે, તેમ કુદરતી વસ્તુઓમા પણ સઘળી સરખી હોતી નથી. કમળ જેવા પુષ્પો આ અનઘડ દુનીઆને શુદ્ધ પ્રેમનુ ભાન કરાવે છે, તેમ અલબેલી એવી નવેલી વેલીઓ સદગુણ-શીલ સુંદરીનો ખ્યાલ આપે છે.

**નવ**—માફ કરજો મારા સાહેબ ! હું તમારા ઉચે શિખેરેથી ઉતરેલા વિચારથી તદન વિરૂદ્ધ છુ ધિક્કાર છે તે કમળને કે જે સૂર્ય સાથે પરિણીત છતા ગીદી સરખા કાળા કુટિલ ભ્રમરા સાથે જાર કમ કરે છે ! અલબેલી ગણાતી વેલી તરૂરાજ સાથે વીટળાઇ વળી લાડ લાડી કમજાત રાણી પીંગલાની પેઠે ઉપર ઉપરથી પ્રેમનુ ડોળ બતાવી અન્ય હલકા જતુઓ સાથે જાર કર્મ કરે છે ધિક્કાર છે એવા કવિઓને કે જે જગતને આવુ અનીતિનુ શિક્ષણ આપે છે

લઘુ—અરે નવનીતલાલ ! બસ કરો ! બસ ! તમારૂ હલકુ ભાષણ મારા માથામા વૃશ્ચિક દશ સમ પીડા કરી રહ્યું છે, અને તે મારા મગજને એવુ તો નચાવે છે કે તે નાચ આ કમ અક્કલ દુનીઆના અરસિક મનુષ્યો જોવા મહેનત પણ લેતા નથી ! હુ તમને તમારા અવિનયની માફી આપુ છુ, અને વધારામા મારી અક્કલનુ ઉડાણ ખૂલ્લુ કરૂ છુ કે હુ પણ તમારા મતનેજ મળતો છે, હુ આજ અને કાલના બધા કવિઓનો તિરસ્કાર કરનારો છું, તમો જાણુતા તો હ-શોજ કે હુ બધાથી ન્યારોજ છુ એતો મે તમારૂ પાણી પામ્યુ. ચાલો કવિ પ્રશસા કરવા કબુલી એકવાર ફરી તમારા પાપનુ પ્રાય-શ્ચિત કરી લો !

**નવ**—કબુલ છે ! કવિઓની લવારીઓથી જરૂર હુ લોકોના કાનો ભભેરીશ, કે માનને ખાતર મરી ફીટનારા કવિઓને તો ઉપાનહ-પ્રસાદીજ ઘટે.

**લઘુ**—નહિ. નહિ. મિ. **નવનીતલાલ** ! આ શુ બકો છો ! મારા જેવા જન-ઉત્તમને ઉપનાહ-પ્રસાદી !

**નવ**—તમારો ભ્રમ છે ! હુ તો તમારા વિનાના અન્ય દરેક પાખડીઓને માટે કહુ છુ.

**લઘુ**—સત્ય છે ! હુ પણ એમજ કહેવા માગુ છે. મારા ઘડાયલા મગજથી મને જણાયુ છે, કે મારા સિવાય બીજાની કવિતાઓને કવિતા કહી શકાય કે કેમ તેની મને પ્રબળ શકા છે !

**નવ**—હવે આપણી બધી તકરાર માડી વાળો ! અને ચાલો મારે ઘાસને ખેતર, કારણ તમારી દોષ વિનાની વ્યાખ્યા પ્રમાણે ઘાસ ખરેખર કુદરતી વસ્તુઓમા મને શ્રેષ્ઠમા શ્રેષ્ઠ લાગે છે. વરસાદના જલબિન્દુરૂપ મોતી ધરતી મા સાથે ભેટે ન ભેટે એટલે તો તે એકદમ વિના રોપે ઉગી નીકળેલા જોવામા આવે છે. વળી એક બીજુ. તેજ વખતમા અળસીયાઓ પણ એકદમ એટલા બધા મોટા જથામાં જ્યા ને ત્યા ઉભરાઇ જતાં જોવામા આવે છે, કે તેની પણ કુદરતની ચમત્કારિક વસ્તુઓમા ગણના થવી જોઇએ

**લઘુ**—અરેરે ! ભેંસની આગળ ભાગવત ભણવુ અને તારી પાસે કવિતાની વાતો કરવી સરખીજ છે ! પ્રભુ ! પ્રભુ ! આવા અરસિકોને કવિતાઇ શાસ્ત્ર સમજાવવાનુ મારા માથામા ના લખ ! ના લખ ! ના લખ !

**નવ**—માફ કરો ! મારા મુરબ્બી કવિરાજ ! માફ કરો અહીં

ઉભા રહી આમ રોદણા ના રડો, નહિ તો મારૂ આખુ ગામ અત્યારે કહાણે એકઠુ થશે !

**લઘુ**—અરે ભુલ્યો મારા પ્રભુ ! આ છતે માણસે માણસ વિનાના ઘોર જગલમા મને ક્યા તેડી આણ્યો !

[ પ્રવેશ —**ભૂતશંકર.**

**ભૂતશકર**—(સ્વગત) કુદરતનો અભ્યાસ એ દરેક કવિ થનારને જરૂરનો છે. જેણે કુદરત સાથે પોતાનુ માથુ અફાળ્યું નથી, કુદરતના અભ્યાસથી પોતાનુ મગજ તર બનાવ્યુ નથી. તેવા કમ અક્કલના જુવાનો કવિ થવાને કદી પણ લાયક નથી. મારા પરમ પ્રિય મિત્ર મિ **લઘુવપુશંકર** કે જેઓ આ ગુજરાતી દુનીઆમા કુદરતના એક પુરા અભ્યાસી છે, તેના સહવાસથી આ સ્વય સેવકને પણ એ તરફ એવો તો શોખ લાગ્યો જે કે એ પણ તેના સન્મિત્ર માફક એક ધુરધર કવિ થઇ પડયો છે. અને સમય જતા મને લાગે છે, કે ચેલો ગુરૂને પણ વટાવી જશે (જરા ફરી) ઓહ ! અત્રેજ દીસે છે. મારા પરમ પ્રિય મિત્ર અને ગુરૂરાજ મિ **લઘુવપુશંકર** ! ચાલો વદન કરીએ રમીલા ગુરૂરાજને !

જય જય ! ગુરૂરાજ, જય જય !

**લઘુ**—જય જય ! જય જય ! મિ. ભૂતશકર, તમે પણ, અત્યારે આ તરફ કયાથી !

**ભૂત**—આપના ઉત્તમોત્તમ શિક્ષણને અનુસરી કુદરતનો અભ્યાસ વિસ્તૃત કરવા હુ દરરોજ દિવસનો ઘણો ભાગ ઇતસ્તતઃ ભટકવામા, આપણી નવી નિશાળને આબાદ કરવામા, યેન કેન પ્રકારે શીઘ્ર સમયમા ધુરધર બની જવાના નમૂનેદાર વિચારોમાજ ગાળું

છું. આજે આ દિશાના ધન ભાગ્ય હશે જેથી આ તરફજ ચાલ્યો.

લઘુ—મિ. નવનીતલાલ ! તમે આ મારા પરમમિત્ર અને ચેલાને તો પીછાનતા હશે, એમનુ નામ મિ ભૂતશંકર છે, અને "સરિત્" એવી સુદર તખલ્લુસથી જાહેર પત્રોમા કવિતા બનાવી છપાવી પાના બગાડવાનુ કામ કરે છે. એની કવિતા સરિતાના જેવી સરલ વ્હેણ વાળી હોવાથી એની થતી સર્વતોમુખ ખ્યાતિ તો આપે સાભળી હશે વારૂ !

નવ—નાજી ! હુ એવા ધોલે ખાચે સતાતા ફરતા ભગ ભગતોની કવિતાઓ વાચતો જ નથી

લઘુ—મોટી ભૂલ કરો છો ! એમની કવિતા જો તમે એક વાર વાચો તો પછી તમને એવો ચડાશ લાગશે કે તમે ધધો ધાપો ભૂલી તમને ખાવાના પણ તરફળીઆ મારવા પડશે

નવ—મને જરા કહેશો કે એમની કવિતા નદી રેતાળ છે, કે અતિશય ખૂચે એવા મરડીઆ કાકરાથી ભરેલી છે

લઘુ—એમની કવિતા નદી રેતાળ નથી પણ કેડે કેડે મરડીઆ કાકરા હોય છે ખરા, પણ તે ખડીના હોવાથી સ્હેજમા ચૂરો થઇ તેનુ એવુ તો અજન બને છે. કે તેથી મગજ તરબોળ બને છે

નવ -પણ ત્યારે એઓએ આમ ધોયે ખાચે સતાતા ફરવા જેવો શો ભયકર ગુન્હો કર્યો છે વારૂ !

લઘુ—નહિ નહિ મિ. નવનીતલાલ ! તખલ્લુસ ધારણ કરવાનુ કારણ તો એવુ છે કે "સરિત્" જેવી સુદર તખલ્લુસ ધારણ કરવાથી લોકોના જડ મગજમા ફક્ત એકજ શબ્દથી એની સ્વાભાવિક રસિકતા ઠસાવી શકાય.

**નવ**—પણ આવું છેક બાયડી જેવું નામ રાખી બાયલામાં ગણાવું મને તો વાજબ નથી લાગતુ !

**લઘુ**—તમારી અનુભવના અનેક ઘાથી ઘડાએલી બુદ્ધિથી એટલુ તો જાણી શકયા હશો કે સૃષ્ટિમા સુદરમાં સુદર વસ્તુ સ્ત્રી છે, કે જેની પાછળ આખી દુનીઆ ઘેલી બની છે. તેથી સ્ત્રીત્વ વાળુ નામ ધારણ કરવાથી લોકો લખનારના નામ માત્રથીજ એવા ખેચાય કે પછી જો લખનારની કવિતા ભલે કચરાની ટોપલીને સ્વાધીન કરવા જેવી હોય, તો પણ ઉત્તમ મનાય છે, વળી ' સરિત " જેવુ લાકડુ નામ રાખવાથીજ આ ગુજરાતી દુનીઆના લોકો એનાપર પોતાની સ્ત્રીની માફક લાડઘેલા બની એવા તો લટ્ટુ થઇ ગયા છે, કે હજારો સ્ત્રીઓના આર્તનાદે મારા કાનના પડદા ફાડી નાખ્યા છે સારૂ છે કે સારા ડૉકટરોની સંભાળથીજ હુ સાભળતો રહયો છુ

**નવ**—ગુજરાતી દુનીઆના આવા બે ઉત્તમ કવિ રવિના દર્શનથી મારા જીવનના પાપો ધોવાયલા સમજુ છુ. કૃપા કરી આપ મારી પેઠે મારા પાપી ઘરનો પણ ઉદ્ધાર કરશો.

**લઘુ**—ઘણી ખુશીથી અમે ઘણા દૂરથી આવેલા હોઇ હજારો પગલા ભરવાથી કટાળેલા પગો અમને કયારનાએ ગભરાવી રહ્યા છે ચાલો એક કાકરે બે પક્ષી પડશે

**નવ**—એટલે તમે મારા ઘરમા કાઇ અનિષ્ટ કરવુ તો નથી ધાર્યુ !

**લઘુ**—નવનીતલાલ, આમ આકુ અવળુ શીદ વેતરો છો ! મારૂ વક્તવ્ય એવુ છે કે અમારા પગની સતાવણી ઓછી થશે, અને સાથે તમારી ગ્રામ્યવાસી ગૃહદેવીના પણ દર્શન થશે

**નવ**—ક્ષમા કરજો ! પણ મને તમારી ચાલ ચલકતપર શકા જાય છે. કારણુ તમે પહેલાં પગરણુમાં મારી ગરીબ બિચારી ગમાર પત્ની પરજ નજર બગાડી.

**ભૂત**—અરે મિ. લઘુવપુશકર ! ગામડીઆ લોકોમાં પરમેશ્વરે ઓછી અક્કલ આપી છે, એવી જે હાલની આપની નવી શોધ મને અક્ષરશ: સત્યજ જણુાય છે !

**નવ**--( સ્વગત ) જોયા, આ અક્કલના મહાસાગરો, સારૂં છે કે કોઇ સામુદ્રધુનિ નથી, નહિ તો બને જોડાઇ જઇ આ દુનીઆને અસ્તિત્વમાથી ઉડાવી દેત !

**લઘુ**—શાન્ત રહે ! આમ ચપ ચપ જવાબ આપતા તો આપણી મ્હોંકાણુ મડાશે. આપણી વિદ્યુત્વેગે પ્રસરતી આબરૂના આમ વિરોધીઓ વધારવાથી કાકરા થશે. આ બાબત તારે ખસ્સ ધ્યાનમાં રાખવી કે કોઇને પણુ મોઢે ભલે ખોટુ હોય પણુ ખોટુ કહેવુ નહિ.

**ભૂત**—વારૂ ! અત્યારે તો હુ આપના કહેવાથી મુગો મરૂ છુ, પણુ વધારે નહિતો આખરે એકાદ લીટી ચીતરીને પણુ એને ફજેત કરવા નહિ ચૂકુ !

**લઘુ**—અરે મિ નવનીતલાલ ! તમારી દૃષ્ટિને જરા લાબી બનાવો વિના વિચારે અમારા ઉપર એક ભયકર આક્ષેપનુ આરોપણુ કરી દીધુ. એ શુ યુક્ત છે ।

**નવ**—યુક્ત નથી તો બીજી બધી વાતને કોરાણે મફી ગૃહદેવીના દર્શનની વાત કેમ મોખરે આણી ?

**લઘુ**—નવનીત ! તુ ગામડીઓ કવિતાઇ શાસ્ત્રથી તદન અજાણ્યો એટલે એમ વહેમાય એમા નવાઇ નથી, પણુ મારૂ એવું

મન્તવ્ય છે, કે મારો ખુલાસો શ્રવણ કર્યા બાદ તારી અમારા પ્રતિ પૂજ્ય બુદ્ધિ થઇ અમારી પૂજા કરવા તૈયાર થશે અમે કવિઓ જેની દૃષ્ટિ સૃષ્ટિનો સાર, સદ્ગુણનો ભંડાર, સુંદરતાનો અપ્રતિમ નમૂનો, સાક્ષાત્ તેજ પુંજ રવિ, અભિનવપલ્લવિત અલબેલી નવેલી વેલી, એવી કુદરતની સુંદર ઉત્તમ અરે ઉત્તમોત્તમ કૃતિ સ્વરૂપ અમોલ સ્ત્રી રત્નને જોઇ અમારા જેવા મહાન્ કવિઓનું લક્ષ તેના તરફ વિના નાથ્યે ખેંચાય, અને અમે, તમે તથા બધા તેનાજ ધ્યાનમાં લટ્ટુ બની તેના ગાઢ પ્રેમ પ્રવાહમાં ડુબકી મારવામાંજ મગ્ન રહીએ એમાં શું આશ્ચર્ય !

**નવ**—મેં તમારી પાસે અનેક ક્ષમા માગી તેમાં આ એકનો વધારો કરી મારા અવિનયી વક્તવ્ય માટે ક્ષમા આપો,

**લઘુ**—મિ ભૂતશંકર, ચાલો આ કવિ પ્રશંસા કરી પુણ્યદેહને પ્રાપ્ત થએલા મિ, નવનીતલાલને પાપ મંદિરે એમની અતિશય આજીજીને માન આપી પગ વસડીએ, ત્યાં જઇ વિશ્રાન્તિ લઇએ, અને એમના સુશીલ ગૃહદેવીને આપણા કવિસહવાસના સુખનું દાન દઇએ ! ભૂત-(લઘુ ને) હું ધારૂં છું કે કવિ પ્રશંસાથી પાપનું પ્રક્ષાલન કર્યા પછી માફી આપવાની જરૂરજ નથી,

**લઘુ**—ખરૂ છે, તેથીજ મેં માફી આપી નથી.

**ભૂત**—નવનીતલાલ મને ભોળા અને ઉંચા દીલના સદ્ગૃહસ્થ લાગે છે માટે ચાલો, જો એમનું ઘર પાવન કરવું હોય તો ત્વરા કરો, મારા પગની સતાવણી હવે મારાથી સહન નથી કરાતી

**લઘુ**—હવે તેજ થાય છે (નવનીતલાલને) મિ. નવનીતલાલ, અમારી આપના અધપાત અરણ્ય તુલ્ય આવાસને પાવન કરવાની

દઢ અભિલાષા થઇ છે, માટે ચાલો ગૃહ પ્રતિના માર્ગને અવલંબો, કારણ "શુભસ્ય શીઘ્રમ્"

**નવ**—ચાલો અને તમારી કવિપદરજથી મારા ઘરને પાવન કરો.

( જાય છે )



## પ્રવેશ ૩ જો.

( સ્થળ —**કવીન્દ્રકુમારનુ** દિવાનખાનુ

( પ્રવેશ —**કવીન્દ્રકુમાર**

**કવીન્દ્ર**—આજ કાલના બધા પાખડી કવિબગભગતો કહે છે કે દુનીઆનુ જીવતુ દરેક પ્રાણી કવિ થઇ શકે છે. પણ હુ તેમના ટુકા ભેજામા મારી નમુનેદાર બુદ્ધિથી ઠસાવીશ કે કવિ તો માનો જણ્યો કોકજ હોય છે પણ અરે ? આજ કેટલાક દિવસથી મારા કાબેલ મનમા એક ભયકર શકાએ સ્થાન લીધુ છે, કે રખેને કદાચ મારી પજ્ય કવિતા દેવીએ, પુરાણ કાળથી કવિતાના ચોકઠા બેસાડી ગમર થઇ પોતાની પાસે એકઠા થએલા અસખ્ય ગણાતા કવિરાજોને, તેમના કવિતાના વારવારના લવારાથી કાયર થઇ આ દુનીઆમા પુન હડસેલી દીધા હોય ! અને તેથીજ આજે જ્યા ત્યા કવિનો રાફડો ફાટી નીકળ્યો હોય ! જો આ સત્ય હોય તો હાલના બધા કવિરાજોને હુ એકલો શી રીતે હફાવી શકીશ ! તેમ એમનો ખરો કરેલો કક્કો શી રીતે ખોટો કરી શકીશ ? વળી એક બીજો પ્રશ્ન એ છે કે જો હુ એકલો મારા એકલાના જોર ઉપર મુસ્તકીબ રહી

તેમની સાથે કવિતાઇ ઝગડો મચાવવા અલ્ટીમેટમ આપીશ. તો તે બધા પાખંડી કવિ ચાંડાળો એકઠા થઇ જરૂર મારી જીવતા જીવત ચામડી ઉતરાવશે ! તે બધા કવિ તતુઓ એકઠા થઇ એક જાડું દોરડુ થતાં મારા જેવા એકલ દોકલને જરૂર તે ચાડાળો યમરાજના દર્શન કરાવશે ! અને આજે જેના સરોદથી ભૂમિના અણુઅણુ ગાજી રહ્યાં છે, એવા મારી કવિ કીર્તિના ડકાને તેઓ બેસુરો બનાવશે ! પ્રભુ ! પ્રભુ ! આ કવિતા દેવી ! વ્હારે આવ, આ તારા કવિ પુત્રની ! અરે ઓ આકાશના ખુણે ખુણે છુપાતા ફરતા પુરાણા અમર કવિરાજો ! જો તમારામાનો કોઇ પણ બચ્ચો આનાકાની કરતા હજી અવતરવાને બચી ગયો હોય તો વ્હારે ચઢો આ તમારા કવિ મિત્રની ! અરે ઓ મારા ગયા જન્મોની ગૃહદેવીઓ ! જો તમને તમારા પતિના પુણ્ય પ્રભાવે આ દુનીઆમા જન્મ લેવાનુ દુર્ભાગ્ય પ્રાપ્ત ન થયુ હોય, જો હજીએ ડાકિની, સાકિની, યક્ષિણી, ચક્ષિણી, ભક્ષિણી રૂપે ભવમાં ભટકવાનુ સહેલાઇથી મળતું માન મળ્યુ હોય તો સત્વર વ્હારે આવો, આ કવિ કીર્તિના સરોદથી જગત્ બત્રીશીએ ચટેલા તમારા ધણીની ! ( ભીંતે માથુ ટેકવી ઉભા રહે છે ! )

(પ્રવેશ – પ્રબુદ્ધચદ (ભૃત્ય)

**પ્રબુદ્ધ**—શેઠ ઉભા છો આમ શે આડા ?
તમે પાડો છો કેમ બરાડા ?

કવીન્દ્ર—અરે ઓ બેવકુફ ચાકરડા ! જેની કવિ કીર્તિના પ્રભાવથી મોટામોટા તાલેવત મનખો પોતાની ભભખને જખમારી આ કવિરાજના પગની ધૂળમાં આળોટે છે, ત્યારે ઓ કકડી રોટલાને ખાતર ભટકનાર ગુલામ ! મારા ગૃહ મુલ્કમાં વસી મારા તરફ જ આવું આચરણ

ચલાવે છે ! પોતાના સુવિખ્યાત શેઠની ભક્તિ પુરઃસર સેવા કરવાને બદલે મોંમાથી આમ મોં છટયુ બોલી બરાડે છે. નીમકહરામ ! મારી સત્તાના જોરથી તને આજથી આ મારા ગૃહમુલ્કમાથી દેશપાર કરૂ છુ. અરે અત્રે છે કોઇ હાજર !

[ **પ્રવેશ**—નવનીતલાલ

**નવ**—અરે કવીન્દ્ર ! પણ આ બધી શી અફાળ થોક !

**કવીન્દ્ર**—આ નીચ ચાકરને તેના વાધા ભર્યા લખ્ખણથી કટાળી મારા ગૃહમુલ્કમાથી દેશપાર કરૂ છુ,

**નવ**—પણ મને જરા એનો ગુન્હો સમજાવવા માથુ દુ ખવશો !

**કવીન્દ્ર**—નવનીતલાલ ! તમે તો જાણો છો, કે હુ આજ કાલ એક મોટો ધુરધર કવિ ગણાવા લાગ્યો છે, મારી કવિતા વાચવા માટે પુસ્તકાલયોમા એટલી બધી પડાપડી થવા લાગી છે કે રોજના ચગદાઇ જવાના એકાદ બે ખૂનના કેશ થતા નથી, એટલુજ લોકોનુ સદ્‌ભાગ્ય છે. દરેક જાહેર પત્રોના પાના બગાડવા માટે હુ દરરોજ દિવસના પોણી ચોવીશ કલાક કવિતાના ચોકઠા બેસાડવાના ઉધોગમા જ વીતાડુ છુ આજ પણ હુ આવી જ રીતે મારા અણમૂલ વિચારો પાછળ મગજ બગાડતો હતો, તે દરમ્યાન આ અધમ ચાકર આવી હુ જીવતો છતાં મરેલો જણી, ભાન છતા બેભાન પ્રમાણી ગમે તેમ બકી મારી જગબત્રીશીએ ચડેલી આ મરૂને બટ્ટો લગાડયો.

**નવ**—કેમ બુધીઆ !

**પ્રબુદ્ધ**—મારો અવિનય ક્ષમા કરશો ! તથા મારી ઓળખાણુ કરાવવાને કાઇ મીઠુ મરચુ ભભરાઉ, તે ગાત ચિન્તે તમારા કાનમાં ભરશો. સાહેબ ! મારો બાપ "લક્ષ્મણરાવ" જે આપણા હાલના

નવી ફેશનના જોડકણા જોડવામા એક્કા મનાયલા નરહરિશંકર શેઠને ત્યા વાસણ માજવા માટે રહ્યો હતો. તેને ત્યાં બધાં લખમણીઓ કહેતાં. લખમણીઆના કામકાજથી શેઠે રાજી થઇ તેને પાછલે બારણેથી પાયરી ચઢાવી આગલે બારણેની નોકરી આપી શેઠના સહવાસથી મારા બાપના તીવ્રભગજમા પણ કવિતા જોડવાના બી રોપાયાં, અને તેનો વારસો હુ કે જે તેનો એક પૂરો દીકરો છું તેને મળ્યો મારૂ મા બાપે પાડેલુ નામ બુધીઓ હતું, પરતુ મારા વિદ્વાન્ શેઠે મારૂ સસ્કારી નામ પ્રબુદ્ધચદ બનાવ્યુ હતું. મારા જન્મને પદરમે વર્ષે મારા બાપને પાખો આવી, અને કવિ થવાનો મેનીઆ લાગેલો હોવાને લીધે સદેહે પરલોક સીધાવ્યો. તેના મરણ બાદ કેટલાક વર્ષ હુ તેજ શેઠને ત્યા રહ્યો, પણ મારાથી ત્યા મારા શેઠના ગાડપણથી ઝાઝી મુદ્દત ટકાયુ નહિ એક દિવસે મારા શેઠને મે કવિતાના ચોકઠાં બેસાડતા જોયા. તે જોઇ મારો જીવ સાંખ્યો રહ્યો નહિ હુ તેમના કવિતા બનાવવાના ખાસ ખાનગી રૂમમા સાવરણી લઇ વાળવાને બહાને વિના પરમીશને ગયો ત્યા શેઠને મે ટેબલપર એક કાગળપર છુટા છવાયા શબ્દો લખી આપણે જેમ સાથીઆમા રગ પૂરીએ, લાકડામા મેખ ઠોકીએ, ચૂલામા લાકડુ ગોઠવીએ, અને મોઢામા બીડીની ચીણગારી મકીએ તેમ શબ્દોના ગાબડા મારતા તથા ભાગફોડ કરતા જોયા મારા બાપના મળેલા વારસાથી, તથા શેઠના સહવાસથી સમૃદ્ધ થએલા ભગજથી તે જોઇ કાઇ સૂચના કરવાનુ મન થઇ આવ્યુ, અને લાખો એડા 'પાણી રેડવાથી પણ ધડકનું બધ ન થાય એવા દીલે શેઠને તે સૂચના કરી પણ દીધી શેઠ એકદમ છ છેડાઇ ઉઠયા, અને મારી ધારણા વિરૂદ્ધ મને તે દહાડેથી પાણીચુ આવ્યું નોકરી જવાથી હું

ભૂખે મરવા લાગ્યો, ઘણી જગાએ સારા પગારે નોકરી મળી, પણ કવિ સહવાસ વિના ક્યાંએ મને ગોઠ્યુ નહિ, આખરે આ કવીન્દ્ર કુમાર શેઠને ત્યા તેમને એક ધુરંધર કવિ જાણી પેટ બદલ વેઠે રહ્યો. અત્રે આવ્યાબાદ મારા વિચારો ફેરવાઇ ગયા. નરહરિશંકર શેઠ અને તેના મિત્રો કરતાં આ શેઠની કવિતા બનાવવાની ફેશન મને ઘણી ગમી. તેમજ હુ ઘણુ ખરૂં કવિતામાજ બોલવાનુ પસદ કરૂ છુ.' મારી આ ઢબ પ્રમાણે આજે શેઠને એકદમ ઘણી સામટી લવરી કર્યા બાદ "ધણીની વ્હાર કરવાનુ" સાભળી એકે સાસે ઓરડામા દોડી આવ્યો. અને શેઠને બુમ પાડવાનુ કારણ પૂછ્યુ

**કવીન્દ્ર**—કેમ હરામખોર ! જુઠુ બોલે છે તેં બુમ પાડવા કહ્યુ હતું કે બરાડા

**પ્રબુદ્ધ**—મારા વિદ્વાન કવિ શેઠ, એતો તમારા ભ્રમિત વિચારોમા મશગુલ મગજે આડું વેતર્યું, મે તો પહેલી લીટીમા "શેઠ ઉભા છો કેમ આડા ?" એમ બોલી બીજી લીટીમા પ્રાસ મેળવી આપને રાજી કરવા "બરાડા" શબ્દનુ ગાબડુ માર્યું પણ અરે ! પ્રભુ ! તેનુ આવુ ઉલટુ પરિણામ ! આ જોતા કવિતા બનાવવાની ફેશન તો મારા જુના શેઠનીજ સારી !

**નવ**—કેમ વારૂ પ્રબુદ્ધ !

**પ્રબુદ્ધ**—તેની પદ્ધતિ પ્રમાણે પ્રાસ ન મેળવાય તો પણ ચાલે ! અને પ્રાસ મેળવવાનું દખ્ખલ ઓછું થાય, એટલે કવિતા ગોઠવવાનું કામ સહેલુ થાય, કવિ થવાનો લ્હાવો વહેલો લેવાય, અને આમ આંધળે બહેરૂ પણ ન કૂટાય.

**કવીન્દ્ર**—સમજ્યો ! સમજ્યો ! સમજ્યો !

**નવ**—પણ કવીન્દ્ર છે શુ ?

**કવીન્દ્ર**—સમજ્યો ! સમજ્યો ! સમજ્યો !

**પ્રબુદ્ધ**—જો ભાઇ સાહેબ, તમો મારા શેઠના હિતેચ્છુ હો, તો મારા શેઠને થોડા દિવસ ગાડાની હોસ્પિટલમા મોકલાવો, કારણ દિવસના પોણીચોવીશ કલાક કવિતા ગોઠવવાનીધુનમાં આવા ને આવાં ગાડા ચાળા તથા લવારા કર્યાજ કરે છે

**નવ**—પણ કવીન્દ્ર કુમાર ! કહે તો ખરો કે તુ શુ સમજ્યો !

**કવીન્દ્ર**—એજ ! એજ ! સમજ્યો, હવે બરાબર સમજ્યો !

**નવ**—પણ તારી અધારે કુટાતી ઉડી સમજનીપ્રસાદી અમને પણ કાઇ ચખાડશે ખરો કે !

**કવીન્દ્ર**—નવનીત ! આજ કાલ આપણી આખોએ કવિઓનો જે એક મોટો રાફડો ફાટી નીકળેલો જણાય છે જેના કારણ માટે તાગ આ ધુરધર કવિ મિત્રે હજારો રાત વહાણા એકઠા કીધા તથા વિચારોના વમળમા એવો તો ફસાઇ રહ્યા હતો કે તે જાગ કાતરી ખાવા તારા જેવા મારા ઘણાએ સ્નેહીઓએ ગણેશવાહન થઇ યત્ન કર્યો હતો, પરતુ કોહેલી વસ્તુની દુર્ગંધ જેમ દિને દિને વધતી જાય છે તેમ મારી એ બદફેલી દિને દિને વધતીજ ચાલી, પણ ધન્ય છે બુધીઆ ! અરે પ્રબુદ્ધ ! તે આજે મને તે ભયકર યાતનામાથી મુકત કર્યો, એ પાખંડી કવિઓના પાખડનુ મર્દન કરી તેમને જળમૂળથી ઉખેડી કાઢવા ભાગ્યશાળી બનીશ મારા ઉપર કરેલા આવા માથાં ઉતાર આભાર માટે તારી ક્ષમા ચાહુ છુ.

**પ્રબુદ્ધ**—ના સાહેબ ! મારા ભાગ્યમા કોઇને માફી આપવાનુ લખેલુંજ નથી.

**કવીન્દ્ર**—નહિ, નહિ, પ્રબુદ્ધ હવે તું જરા ડાહ્યો થા, અને મારો ગુન્હો મનમાં ન આણી મને માફ કરી તારા જન્મે જન્મના ઋણમાંથી મુકત કર !

**પ્રબુધ્ધ**—નહિ, નહિ, મારા માન્યવતા શેઠ, મારાથી એમ કદી પણ બનશે નહિ.

**કવીન્દ્ર**—નવનીત જો તું મારા જ્ઞાનપાણીના પ્રવાહમા તણાયો હોય કવિકીર્તિના સરોદથી તારા કાન ભભેરાયા હોય, મારા અપ્રતિમ તેજની તીક્ષ્ણતાથી તારી આખો અંજાઇ ગઇ હોય, તો મારી વ્હાર કર, અને આ પ્રબુધ પાસે મારી ક્ષમા અરજીનો સ્વીકાર કરાવ

**નવ**—(બાજુએ જઇ) કેમ બુધીઆ, તને તારા શેઠની માફી ની અરજીનો સ્વીકાર કરતા શી આડખીલી નડે છે ? જો તને તારા અતરમાં તારી નોકરી જવાનો ભય લાગતો હોય તો તાબાને પતરે લેખ કરાવી આપુ ! જો પગારના ઓછાવત્તાપણાનો સવાલ ખડો થયો હોય, તો હુ તને તારા શેઠની સ્થાવર જગમ મીલ્કતની આ-વકમાથી એક આની ભાગ અપાવુ ! જો તારૂ હૃદય કવિ તરીકેની અક્ષય કીર્તિ મેળવવા વલખા મારતુ હોય તો હુ તારા જગત્ બત્રીશીએ ચટેલા શેઠ પાસે તારા વખાણના બણગા ફુકાવુ ! માટે બોલ, તારી જે ઇચ્છા હોય, તેની યાચના કરી લે, અને તારા શેઠની ક્ષમા અરજનો સ્વીકાર કર !

**પ્રબુધ્ધ**—અરે પણ મારા શેઠના સત્ત્વ આકર્ષિત મિત્ર ! જરા વિચારો તો સહી ! અમારી નીચ જાત નોકરની ! તેમના ભાગ્યમાં કોઇને માફી આપવાનુ લખ્યુ હોયજ નહિ. અમે તો બીજાની માફી માગી પેટ ભરવાજ સરજાયલા છીએ.

**નવ**—(સ્વગત) આ તો શેઠ કરતા વાણોતર ડાહ્યા જણાય છે (પ્રકટ) પણ તું હવે તારા બાપનો ડાહ્યો દીકરો નીકળ્યો. તારે તારે ચરણે આવેલાની ક્ષમા અરજીનો સ્વીકાર કરવોજ જોઇએ. જો છેક જાત પર જશે, અને શેઠને હતાશ કરશે, તો જરૂર જાણજે કે પેલે અવતારે તારે પુન આવી ગુલામગીરીજ સેવવી પડશે કારણ શાસ્ત્રો પોકારી પોકારી કહે છે કે બીજાની આજીજી ન સાભળનારનુ કદીપણ કલ્યાણ થતુ નથી

**પ્રબુદ્ધ**—મારૂ હિત ઇચ્છતા સજ્જન ! આપના કવન સદૃશ વચન શ્રવણ કર્યા બાદ મારા પિતાના વારસાથી, તથા કવિ શેઠોની સગતથી કવિતા જોડવાની દુર્લભ શક્તિ મગજમા ગોઠવાયાથી નામનુ ગવાણુ થવા માટે તથા તેથી સહેલાઇથી સ્વર્ગે સીધાવવાનો જે સુયોગ પ્રાપ્ત થયો છે, તેને કદીપણ જવા દઇશ નહિ આપના વસીલા મુજબ જરૂર હુ એની અરજી સ્વીકારી માફી આપીશ, પણ તે પહેલા... .... ....

**નવ**—પણ તે જરા કહી દેને ! કહેતા અચકાય છે ના સારૂ !

**પ્રબુદ્ધ**—તે એજ કે પ્રથમ શેઠ પાસે આપ એવુ કબૂલાવો કે તેઓ મારા વખાણના બણગા ફૂકી મારા નામના આખી આલમમા છાજીઆં લેવાય એમ કરે !

**નવ**—જરૂર (કવીન્દ્રને) અરે કવીન્દ્ર, જો આ પ્રબુદ્ધ તને માફી આપવા તૈયાર છે, પણ તે પહેલા તારે એક શરત કબૂલ કરવાની છે

**કવીન્દ્ર**—કહે, જલદી કહે કવિતાઓ લખી લોકોનું કલ્યાણ કરી લોકોમાં માન પામી સ્વર્ગે જવાનો અધિકારી થયો છુ. તે તેને

સાથે પોતાના વિદ્વાન્ ચાકરનું નકામું અપમાન કરી રજને માટે ગજની સજા ફરમાવી વ્હોરેલા પાપને ગમે તેવા **શરત-સાબૂથી** ધોઇ નાખવા તયાર છે

**નવ**—અને તે શરત એજ કે તારે તારા પંડિત ચાકરના વખાણના બણગા ચારે દિશાએ ફૂંકવા અને તારા જેવી અથાગ કીર્તિ પ્રાપ્ત કરાવવી

**પ્રબુદ્ધ**—હા, તોજ મારા વિદ્વાન્ કવિ શેઠ ! આ તમારો વિદ્વાન્ કવિ ચાકર તમને મારી આપશે !

**કવીન્દ્ર**—કબૂલ છે, મારા વહાલા કવિ કિંકરમિત્ર ! મારે તારી કીર્તિની આગ ચોગરદમ ફેલાવવી, પણ તે પહેલા મારે તારા માથામા એક ઉપયોગી ખીલી ઠોકવી છે !

**નવ**—અરે જોજે ! ઉપર ઉપરથી અમૃત બતાવી એને પતાવી એના માથામા ખીલી ઠોકી એને બેજાન કરતો મા !

**કવીન્દ્ર**—નહિ, નહિ નવનીત તુ ભોળો હોઇ તેમજ અમારા કવિતાના શાસ્ત્રથી અજાણ્યો હોવાથી અમારી કાવ્યમય ભાષામા તું આળોટી ન શકે, એટલે તને તો એ ભૂલભૂલામણી લાગે ભૂલ-ભૂલામણી

**નવ**—હા ભાઈ એમ તો ખરુ હુ તો ખીલી ઠોકી લોહી કાઢવાની વાત સાભળી, અને તે પણ વળી મગજમાથી બીજાનો જાન જતો જોઇ હુ તો ગભરાઇ ઉઠયો અને હજી પણ ગભરાઇ મા સો ગાઉ નાસું ઉડેલુ દીલ પાછુ તેને સ્થાને ગોઠવાયુ પણ નથી

**કવીન્દ્ર**—અરે ભાઇ ! તુ પણ છેકજ દાનો છે મારે કાઇ સોટાની ખીલી નો'તી ઠોકવી કે જેથી લોહીનો રેલો વહી તારી ઢુકી

નજરે નદી જોવાનો પ્રસગ આવે એતો મારે એક એવી ઉપયોગી યુક્તિ ઠસાવવી છે, કે જેમા મારો અને એનો બનેનો બ્હરો પાર પડે એ તો મે કવિતાની ભાષામાં યુક્તિને લોઢાની ખીલીની ઉપમા આપી.

**પ્રબુધ્ધ**—ત્યારે જરૂર મારા પડિત શેઠ, મારા મગજમા આ-પને યોગ્ય લાગે તેવી મેખ ઠોકવા મારી રજા છે તે આપનો આ વિદ્વાન કવિ કિકર જરૂર ઠસાવી રાખશે

**કવીન્દ્ર**—હુ એવી મેખ ઠોકવા માગુ છુ કે આપણે બને જયા ને ત્યાં અરસ્પરસ એક બીજાના ગુણો ગાવાના ધધે લાગીએ, તો મારી ઘડાએલી બુદ્ધિ પ્રમાણે જણાય છે કે ગણ્યા દહાડામા આપણે આ નાનકડી ગુજરાતી દુનીઆને શિખરે ચઢી જઇશુ કારણ કવિતા, સરિતા, વનિતા, લતા, જેમ વિના આશ્રયે શોભતી નથી, તેમ આપણે પણ એક બીજાના વસીલા વિના કદી પણ દીપી નીકળશુ નહિ જો આપણે આ લાગ સાધીશુ, તો જરૂર આપણી કવિ કીર્તિના ડકાનો ઘોર દેશાવરના ખુણે ખુણા અને સૃષ્ટિના ઉડાણમા પણ સ-ભળાયા વિના રહેનાર નથી (બાજુએ) સાથે આ ભોળા દેખાતા નવનીતને પણ ડાઠીઓ બનાવીએ તો સારૂ કે તે પણ આપણો ડકો વગાડવા લાગે

**નવ**—(સ્વ ) પણ જરા વિચારીને કામ કરજો, આ નવનીતને કાચી માયા ના સમજશો તમારા બધાનુ એ નવુ જૂનુ કરે એવો છે

**પ્રબુદ્ધ**—મારા વહાલા કવિ શેઠ, મળમા કથીર પણ કચન બનેલા, મળમા કોયલો છતા આપ જેવા કુશળ સાનીને સરાણે ચઢી હીરો બનેલા આ કિકર આપની મેખ માથામા અચળ ઠસાવે છે.

**નવ**—પણ વિદ્દદ્દર્યો, જરા વિચારીને કામ કરજો. આ ટૂકા ભેજાના લોકો " ઘરના ભૂવાને ઘરના ડાકલાં " વાળી વાત સંભારીને તમારા પડઘમનો પડદો ફાડી નાંખશે.

**કવીન્દ્ર**—હા, એ ખરૂ ! એને માટે કાઇ મેળ પાડવો જોઇએ.

**પ્રબુદ્ધ**—મારી ટૂકી બુદ્ધિ મને એક આબાદ ઇલમ સૂઝાડે છે.

**કવીન્દ્ર**—તો સવેળા કહે તારા ઇલમના જોરથી આ અણધારી ઉભી થએલી આટીઘુટીનુ સત્વર નિવારણ કરીએ.

**પ્રબુદ્ધ**—એ ઇલમ એવો છે, કે આપ મને આપની અઢળક સંપત્તિમાથી ચાર આની ભાગ હવાલે કરો, તો હુ આપની આધીનતાની બેડીમાથી છૂટી સ્વતત્ર શેઠ બની જાવુ, જેથી આપણો નિત્યનેઃ શેઠ વાણોતરનો સબધ તૂટી જાય અને આપણે કવિ મિત્ર તરીકે નવો સબધ બાધીએ તોજ આ આપણી આડખીલી ટળે, અને દુનીઆમા માન મળે

**કવીન્દ્ર**—શાબાશ, મારા કવિ મિત્ર પ્રબુદ્ધ, તારા તીણા મગજે ગોતી કાઢલા ઉપાય પ્રમાણે આજથી તને તારો લ્હેણો ચોથાઇ ભાગ જૂદો પાડી આપુ છુ તેમજ તને આધીનતાની જકડાયલી બેડીમાથી મુક્ત કરી કવિ મિત્ર બનાવુ છુ

**નવ**—શાબાશ કવિમિત્રો, તમારી નમનેદાર અક્કલ પર તમારો આ ભેજો ભટ મિત્ર આફરીન થઇ આવતી કાલે વહાણુ વાયા પહેલા ૨૩॥ કલાકે તમો બને કવિમિત્રોને મારા હૈયામા ઉભરાઇ જતા વહાલથી ન્હવરાવી નાખવા તથા સાથે એક મીજલસ ભરી તમને બનેને પહેલ વહેલા કવિમિત્ર તરીકે ઓળખાવવા અને તમારા માનનો ધુમાડો સાગ જગતના અણુ અણુમાં ભરી દેવા ઇજન કરે છે.

**પ્રબુદ્ધ-કવીન્દ્ર**—અમો તે અમારા વધી પડેલા વહાલથી સ્વીકારીએ છીએ તથા તમો અમને આ વિના હગની દુનીઆમાં માન ખટાવવા જે મહેનત લો છો, તે અમો અમારી પ્રબળ સ્મરણ શક્તિથી કદી પણ ભૂલીશુ નહિ. વધારે નહિ તો આખરે એકાદ લીટીમા પણ આપના નામના છાજીયા કૂટી આપનુ નામ અમર કરીશું.

**નવ**--આભાર ! આભાર ! મારા વહાલા મહેરબાન, કદરદાન, કૃપાનિધાન, નીતિવિધાન કવિમિત્રો તમારો અત્યત આભાર ! મારા અણ નોતર્યા ઇજનને માનઆપી વેળાસર પધારવાની આનાકાનીમાજ વખત ગાળી સમય ચુકવવાની ભલામણ કરી આપની રજા લઇશ.

**કવીન્દ્ર**—જરૂર સીધાવો પણ જો જો વખતે અમારી મહત્ત્વાકાક્ષાને પાણીચુ ન મળે !

**નવ**—અરે જરૂર ! પણ મારા મહેરબાનો સાથે મારી પણ વિનવણી છે કે આપ પણ મને સ્વર્ગે મોકલવા અમર નામ કરવા ચૂકશો નહિ.

**કવીન્દ્ર**—જા, જરૂર અમે કવિઓ સ્વર્ગ અને નર્કના કન્ટ્રાકટર ! અમને માન દક્ષિણા આપનાર દાની જીવોને અમારા પર અઢળક ઢળી પડેલી કવિતા દેવીની અતિ કૃપાથી પાધરા સ્વર્ગે પહોચાડી દઇએ છીએ ત્યારે ગમે તેવા ગુણવાન ગણાતા જીવને પણ જો તે અમારાથી બેવફા નીકળી અમારી નિન્દા કરે તો તેને બદનામ કરી તેને સ્વર્ગે જવાનો હક છીનવી લઇ અસહ્ય નર્કયાતના ભોગવવાનો અધિકારી બનાવી દઇએ છીએ. મી. નવનીત, તુ તારા નાનકડા ભેજામા ઠસાવી ઠમાવીને ભરજે, કે અમે કવિઓ કોઇએ કરેલા ઉપકારને કદીપણ કપાતો કરીશુ નહિ

**નવ**—આપનાં આશાતંતુથી જોડાએલો એવો હું આપની પાસે સદાની અરે છેવટની રજા લઉં છું. જય જય ! જય જય !

(જાય છે)

**કવીન્દ્ર**—ચાલો આ પણ ઠીક થયુ. નવનીતલાલ એક મોટી મીજલસ ભરી આપણને માન દક્ષિણા આપે તો તે બહાને આપણે ગણ્યા દહાડામા ધુરંધર બની જઇશુ કારણ કે જો તે મિટીંગમા ૫૦ મૂર્ખાઓ આવશે અને તે દરેકના કાન આપણી કીર્તિ સરોદથી ભરાશે, તો દરેક મૂર્ખ પોતાના બીજા ૫૦ મૂર્ખ-અમૂર્ખ મિત્ર આગળ આપણા બણગા ફૂંકે, તો બીજે દિવસે ૨,૫૦૦ મનુષ્યોમા આપણા ગુણનુ ગાણું શરૂ થાય તે દરેક પાછા પોતાના ૫૦-૫૦ લાગતા વળગતા આગળ થૂક ઉરાડે, તો ત્રીજે દિવસે ૧,૨૫,૦૦૦, ચોથે દિવસે ૬૨૫૦૦૦૦, પાચમે દિવસે ૩૧,૨૫,૦૦,૦૦૦ અને છઠ્ઠે દિવસે ૧૫,૬૨,૫૦,૦૦,૦૦૦ એટલે અઠવાડીઉ થતા તો ૧૫ અબજ એટલે આખી દુનીઆ ઉપરાતના લોકોમા આપણા નામનુ ચવાણું શરૂ થશે, આપણા નામના ઠામ ઠામ ગાણા ગવાશે, આપણા તેજ પુંજ મુખરવિના દર્શન માટે લોકોના અતર આતુરતાના અભખરાથી ઉભરાશે, જ્યા ને ત્યા આપણી છબીઓ ચીતરાશે અને આપણે એક ધુરધર પ્રાણીથઇ પડીશુ કે તેવુ પૂર્વે કોઇ થયુ હોય નહિ, અને થશે પણ નહિ

**પ્રબુધ્ધ**—અને સાથે એમ પણ કહોને કે મીજલસનાળે ઠેકાણે વસતા જીવ જતુઓ, તથા આપણા દર્શનનો લાભ લઇ પાવન થયલા પશુ પખીઓ પણ પોતાના વર્ગમા આપણી કીર્તિ ફેલાવશે, અને તેમને આપણા દર્શનનો લાભ લેવા વિનવશે વળી તે જગાના

ભૂમિના આણુઓ, અડોસપડોસના અણુઓ મારફત પૂર્વની પરપરા પ્રમાણે આપણા નામનુ ચવાણું કરાવશે. એટલે પછી આ વિશ્વમાં એવું એક પણ સ્થાન ન રહે કે જ્યાં આપણાં મુબારક નામોનુ સભારણ ન થતુ હોય

**કવીન્દ્ર**—અને સાથે લાગ્યુ એમ કહેની કે આ સૃષ્ટિ બીજીને, બીજી ત્રીજીને, ત્રીજી ચોથીને એમ સમસ્ત ભૂમડળ–બ્રહ્માડમાં આપણે અમર થઇશુ.

**પ્રબુધ્ધ**—અને લોકો જ્યારે જાણશે રામકૃષ્ણની કીર્તિ તો ફક્ત એકજ દેશના ગણ્યાગાઠા લોકોમાજ હતી, ત્યારે આપણે તેના કરતા વસ્તી વાડીથી ભરપૂર એવા અનેક દેશોવાળી સૃષ્ટિ અને એવી પણ વળી અનેક સૃષ્ટિમા આપણો કીર્તિનો ડકો ગાજી રહ્યો છે, ત્યારે રામ અને કૃષ્ણના અપવિત્ર નામો છાડી આપણા **પ્રબુધ્ધ–કવીન્દ્ર**ના મુબારક નામોનુ ધ્યાન ધરશે

**પ્રબુધ્ધ**—એટલે એમ કહોને કે અઠવાડીઆ ભરમા આપણે ઇશ્વરને પણ ભૂલાવી દઇશુ

**કવીન્દ્ર**—હા હા મિત્ર આપણો દિવસ સિકદર છે.

**પ્રબુધ્ધ**—મારા વહાલા કવિ શેઠ ! મને આપના સહવાસથી છૂટા થવુ બીલ્કુલ ગમતુ નથી પણ ભવિષ્યમા ધુરધર બનવાને વલખા મારતા ચિત્તને આધીન થઇ આપની વિના આનાકાનીએ રજા લઉ છુ

**કવીન્દ્ર**—મારૂ ચિત્ત પણ તારાથી છૂટુ થવાનેજ ફરજ પાડે છે માટે તે તને મારો આભાર માની વિના આનાકાનીએ રજા આપે છે.

**પ્રબુદ્ધ**—તમારા અત્યત આભારના ભારથી દબાઇ મરતો પ્રબુદ્ધ આપની દાસત્વની બેડીમાથી સદાને માટે છૂટો થઇ રજા લે છે. જય જય ! જય જય !

( જાય છે )



## પ્રવેશ ૪ થો

[ સ્થળ-નવનીતલાલનુ નિવાસ મદિર.

[ પ્રવેશ-જનસમૂહ.

**ગરબડદાસ**—કવિઓના ઉભરાઇ જતા ટોળાથી મને જણાયુ છે, કે હવે જમાનો બદલાયો છે આખા યુગમા એક બે કવિ થઇ માનના ગામડા પોટલા બાધી જનારા કવિરાજોનો વખત ગયો. હવે તો મછાળા કવિઓ એટલા બધા વધી પડ્યા છે કે, શીઘ્ર કવિતા રચવાનુ માન ખાટી જનારી સ્ત્રીઓને સ્થાને ફટતા ઐરામા રાજલીઓ ગાવા મછાળા મર્દો સ્ત્રી રૂપ ધારણ કરી હાજર થશે

**બડબડદાસ**—એટલે એવુ થશે કે કહાણનુ રડતુ આમ્રુ કરવા તનતોડ મહેનત કરનાર બુડથલોની મહેનત ખાજરે પડશે તેની ધારણા વિરૂદ્ધ તે રિવાજ મછાળા મર્દના માન ખાટવાના અતિ અભખરાથી વધતો જશે

**ભડભડદાસ**—શુ કહુ મારા મહેરબાન હાલના કવિઓની કવિતાઓ રસની રેલમછેલથી એટલી બધી ભરપૂર છે, કે લાયબ્રેરીઓમા ઘણા જીવજતુઓ પોતાના કાતિલ ડખથી તથા પક્ષીઓ પોતાની

તીણી ચાંચના પ્રહારથી તેમાનો રસ ચૂસી લેવા તનતોડ મહેનત કરે છે. ફકત જમાનાના સકલ શાસ્ત્ર પારગત અરસિક માણુસોજ તેમા ભાગ લેતા નથી

**ગરબડ**—હા, તમારી વાત તદ્દન સાચી છે, જમાનાના માણુસો ખરેખરા અરસિકતોના અવતાર છે તેઓ બિચારા કવિઓનો રાત દહાડાના ઉજાગરા કરી જાહેર પત્રોના પાના પગાડવાનો શ્રમ પડીકા બાધવાના સદુપયોગમા લે છે

**બડબડ**—પણ તેઓ કરે એ શુ? હાલના પત્રકારોનો તો એવો શિરસ્તો પડી ગયો છે, કે પત્રની શરૂઆતમા તો થોડો કવિતાનો બાચકો વાચકવૃંદને ભેટ આપવોજ અને તે બધાને આ જમાનાના ટુકા ભેજાના, ટુકી નજરના, જાડી બુદ્ધિના, બળહીન અરસિક મનુષ્યો શી રીતે ઠસાવી શકે?

**ભડભડ**—હવે બધી ગરબડ સડબડ, બડબડ ભડભડ જવાદો, અને નજર લગાવો, જુઓ પેલા આપણા ગ્રામ્યવાસના એક પૂરા આ વિશ્રામ મંદિરના વસતા દેવ ગ નવનીતલાલ, તેમના કટલાક શહેરીશાક મહેમાનો સાથે અત્રે પધારે છે

**ગરબડ**—હુ ધારૂ છુ કે તેઓ પોતાના નગરનિવાસનો કાટ ધસા કાઢવાજ અત્રે આવેલા હશે

**બડબડ**—તે કમ કહેવાય! વખતે આપણા ગ્રામદેવને ત્યા હમેશ પધારતા શ્રી સરસ કવિરાજોના જેવાજ એઓ પણ એકાદ કવિરાજ કેમ ન હોય!

**ભડભડ**—હા હમણા કવિઓનો રાફડો ઉનાળાના સખ્ત તાપથી એવો તો ઉભરાઇ નીકળ્યો છે, કે જ્યા ને ત્યા બધા કવિઓજ કવિ.

મો તો સારા રૂઆબનો સદ્‌ગૃહસ્થ જણાય કે કવિ કહેવાનુજ મન થઈ જાય છે.

**ગરબડ**—સારા રૂઆબના ગૃહસ્થને કવિ કહેવા તમારૂ મન કેમ વલખા મારતુ હશે વારૂ !

**ભડભડ**—કારણુ મારા જાણ્યા પ્રમાણે મગજના ફાકાવાળા કવિ ભગતોનો તોર પોતાનુ શરીર શણગારવામાજ સપૂર્ણ થાય છે

**બડબડ**—હા એવુ તો ખરૂ એકાદ લીટી ચીતરી કે તે પોતાને કવિ કહેવડાવવામાજ મચ્યો રહે છે

**ગરબડ**—બસ કરો હવે આપણી વિચારમાળા, અને પેલા પધારે આપણા દેવ. તેને નમો પડી આડા

[ **પ્રવેશ**—નવનીતલાલ મહેમાનો સાથે

**જનસમૂહ**—જય જય ! જય જય ! જય જય !

**લઘુ-ભ્રત**—જય જય ! જય જય ! જય જય !

(સસન્માન બેસાડે છે)

**લઘુવપુ**—(કેટલોકવાર સ્વસ્થ બેસી) કેમ મિ૦ નવનીતલાલ તમો આ બિચારા અભણ ગ્રામ્યવાસીઓને અમારી ઓળખાણ હજી કરાવતા નથી ?

**ગરબડ**—(સ્વગત) હા ખરી વાત છે અમો કવિતાનો કક્કો ફૂટેલો ન હોવાને લીધે અભણુજ ગણાઇએ

**નવનીત**—મારા ગ્રામ્યવાસી બધુઓ, આ આપણે ત્યાં પધારેલા મહેમાનો આપણી ગુજરાતી દુનીઆના બે ઉત્તમ કવિ રવિ છે, એમની કવિતા પ્રસાદી તો તમે ઘણીવાર ચાખી છે પેલે દિવસે જેની કવિતાને આપણે ખાસડાનો માર મારતા હતા. તેનાજ આ કવનારા સજ્જનો છે.

**ભડભડ**—ઓહ ત્યારે કોણ આ પેલા લઘુવપુશંકર.

**નવનીત**—હા તેજ.

**ભડભડ**—ત્યારે આ ?

**લઘુ**—એ મારા મિત્ર ભૂતશંકર જે "સરિત્" નામ ધારી કવિતા છપાવે છે.

**ભડભડ**—શુ તમે જ "સરિત્" કે ?

**ભૂત**—હા હુ તેજ સરિત કે જે પોતાની કવિતા સરિતામા આખી ગુજરાતી દુનીઆને સ્નાન કરાવે છે.

ગરબડ—સરિત્ સાહેબ ! તમો આમ ખુણેખાચે શીદ સતાઓ છો

**નવનીત**—અરે ગડબડદાસ, એ હુ તમને એકાતમા સમજાવીશ. હાલ એમના કટાળેલા મગજને શ્રમ ન આપો

**ભડભડ**—પણ સરિત્ સાહેબ મારાથી તમોરી એક કવિતામા માથુ મરાતુ નથી, તો મને તેમા ગમ પાડી શકશો

**ભૂતશંકર**—ઓહ એમા શુ અમારી કૃતિને અમો ન સમજાવીએ તો પછી અમે જીદગી ધરેલી શી કામની ?

( ભડભડદાસ ફરી એક માસિક લઇ આવે છે ! )

**ભડભડદાસ**—જુઓ સાહેબ, આ રહ્યુ તમારૂ જોડકણુ !

( ગરબી )

બેઠો હતો હુ હર્મ્યે છજીચેર જો,
એવે બાગી ધીરે રહીને ઉઘડી.
જોયુ મે તો ફેરવી મુખડુ દૂર જો,
ચમત્કૃતિ ત્યા આખો સામે થઇ ખડી.

દ્વારો વચ્ચે ઝળહળતી કો જ્યોતડી.
પાડે નભદર્પણુમાં તે પ્રતિબબ જો.
જ્યોતિપરનુ આછુ ભૂરૂ લૂગડુ,
જળકુંડાળુ ભાસે મહી પ્રતિબબ જો.
ચિનાઇ ચાદર પરની ચપડા કોર જો,
જળ કુડાળે ચદ્રે ફરતી જો જડી.
બેઠો થઇને દર્શન કરવા જાઉ તો,
સઘળા સુખની વીતી તુર્તજ તે ઘડી.
ઝળહળ કરતી જ્યોતિ પાછી જો વળી,
આકાશે પણ ચપળા ચમકી ઘન ઘડી
દ્વારો ઉઘડયા હતા બીડાયા તે સમે,
ફરી વળી આકાશે કાળી વાદળી.
મગજે આશાંકુર હતા કાઇ ફૂટતા,
કરી વળી તે ઉપર કાળી છાય જો,
**સ્ત્રીની સોડયમાં** ] સરિત

**ભૂતશંકર**—શાબાશ મારા ગ્રામ્યવાસી મિત્રો, તમોએ મારી સુદરમાં સુદર કવિતાનુ રહસ્ય જાણવા આકાક્ષી બતાવી તે માટે તમારો અત્યત આભારી છુ, એ કવિતા લખ્યા પછી હુ રાહજ જોતો હતો કે જાણે એને કોઇ વાચે અને એટલી એકજ કવિતાથી મારી ધારી ધારણા પાર ઉતરે

**ગરબડ**—તમારી શી ધારી ધારણા છે વારૂ !

**ભૂતશંકર**—સઘળા કવિઓની જે ધારણા કેવળ માન ખાટવાની તેજ મારી ધારણા છે,

**ભડભડ**—પણ ત્યારે એનુ ઉડાણુ અમારા અતરના ઉડાણુમા ઉતારશો કે ।

**ભૂતશંકર**—જુઓ સાભળો. એમા મેં બતાવ્યુ છે, કે તમો તમારી આખે કદી કદી ચદ્રમા જેને તમો ચાદો મામો કહો છો, તે તે' જોયો હશે

**ગડબડ--ભડ**—હા હા. ઘણીએ વખત.

**ભૂતશાકર**—તે દેખાવાનુ કારણ મારી સુશીલ સદ્‌ગુણુ સપન્ન સ્ત્રી દેવી છે તે જયારે જયારે ઘરબહાર જુએ છે, ત્યારે ત્યારે તેના મુખનુ પ્રતિબિબ આકાશ આયનામા પડે છે, અને તેથીજ તમને ચદ્રમા દેખાય છે ચંદ્રની પાળીનુ જળકુંડાળુ તે મારી સ્ત્રીના મુખની આજુબાજુ રહેલી ચીનાઇ ચાદરની ચપડા કોર છે આકાશમા ચમકતી વીજળી તે મારા સ્ત્રીના અવાર નવાર એકાએક આઘા પાછા થવાનુ કારણ છે

**ગરબડ**—ત્યારે હુ એમ પૂછુ છું કે કેટલાક દહાડા ચદ્ર દેખાય છે, કેટલાક દિવસ નથી દેખાતો. કોઇવાર નાનો, ત્યારે કોઇ વાર મોટા દેખાય છે એનુ શુ કારણુ

**ભૂત**—જ્યારે મારી પ્રિયા અગાશીમા સુવે છે, ત્યારે ચદ્ર દેખાય છે, ઘરમા સૂએ તો નથી દેખાતો તેમજ કેડ ફેરવી સૂતી હોય તો નાનો, અને નહીતો આખો દેખાય છે.

**ભડભડ**—ત્યારે ચંદ્ર કેટલાક દિવસ વધારે, ત્યારે કેટલાક દિવસ ઓછો સમય કેમ દેખાય છે

**ભત**—એતો તેના બહાર સૂવાના સમયની ઓછાવત્તાપણા પર આધાર રાખે છે.

**બડબડ**—ત્યારે જળકુકડાળુ હમેશ કેમ નથી દેખાતું ?

**ભૂત**—એતો જ્યારે મારી પ્રિયા તે ચપળાકોરવાળી ચિનાઇ ચાદર પહેરે ત્યારેજ દેખાય.

**ગરબડ**—ત્યારે મારૂ વિચારશીલ મગજ કહે છે કે તમારી સ્ત્રીના મરણુ સાથે ચદ્ર પણુ મરી જશે.

**ભૂત**—નહિ, નહિ. મારી સુશીલ સ્ત્રી મુઆ બાદ પણુ પોતાનું ગૌરવ જાળવી રાખશે.

**બડબડ**—પણુ મારા કવિ પ્રાધુણુ ! તમે કવિતાની નીચે સ્ત્રીની સોડયમા શા સારૂ ચીતર્યું હશે.

**ભત**—એ લખવાતુ મહત્ કારણુ એવુ છે, કે એવા બે શબ્દથી તે કવિતા કેવી પરિસ્થિતિમાં કયા લખાઇ તેનું ચિત્ર તે શબ્દો જોતાજ મગજમા ખડુ થાય છે

**ભડભડ**—અમે તો એવું ચિત્ર કદાપિ પણુ જોયુ નથી

**ભૂત**—એનુ ચિત્ર ફકત તે કવિતાના જોડનારનેજ જણાય છે

**ગરબડ**—ત્યારે આ કવિતાનુ ચોકઠુ તમે કેવી પરિસ્થિતિમાં બેસાડયું હતુ !

**ભૂત**—જ્યારે ચદ્ર મધ્ય રાત્રિએ પ્રકાશતો હતો, તારાઓને સતાવતો હતો, ચદ્રિકાને રમાડતો હતો, ત્યારે વસ્તુ પ્રત્યક્ષ જોયા પછીજ કવિતાના વિચારો જન્મ પામે છે, એ સૂત્રને અનુસરી મેં મારી ગૃહ દેવીને બોલાવી મારી સોડયમા બેસાડી તેના સામુ વારવાર જોઇ જોઇને કવિતા લખી છે. એટલે આ કવિતા કુદરતી છે.

**ગરબડ**—હા. તેમાજ એ મધુર લાગે છે, જોકે ઠેકાણે ઠેકાણે કઠણુ મરડીઆ કાકરાઓ હેવાથી ખૂંચે છે તો ખરા.

**ભૂત**—હુ જે જે કવિતા લખું, તેની નીચે ખેતરને ખુણે, ઘરને ઘોલે, તળાવડીને તીરે, નાતરાંની નાતે, પારેઠાંની પારે, ગામની ગટરે એમ તે ક્યાં કેવી રીતે લખાઇ તે જણાવી મારી પડિતાઇ બતાવવા કદીપણુ ચૂકતો નથી.

**લઘુ**—હા અને એ શોધ એમનીજ છે, અને મે પણ હમણા હમણા જો કે એ મારા ચેલા હોવા છતા અનુકરણ કરવા માડયું છે.

**ભડભડ**—ત્યારે તમને પણ ત્યારે કવિતા જોડવાનો કીમીયો હાથ લાગ્યો છે '

**લઘુ**—હા હુ કવિતાનો કીમીયો ઘણી સારી જાણુ છુ.

**ગરબડ**—ત્યારે આપ જરા આપની કવિતાનો નમુનો બતાવશો અમને અમારા કામમા બીલકુલ નવરાશ ન હોવાને લીધે તેમજ યેન કેન પ્રકારે પાના બગાડી પૈસા લૂટનાર પત્રો વાચવાના તિરસ્કારને લીધે તમારી કવિતાનો નમૂનો અમે જોયો હોય એવુ સ્મરણમા આવતું નથી

**લઘુ**—સાભળો મારૂ સ્ત્રી સૌદર્યનુ કાવ્ય

**ગરબડ**—પણ તમે બધા કવિઓ વારે વારે સ્ત્રીનેજ કેમ ઉચ્ચ કયા કરો છો ?

**લઘુ**—એનુ કારણુ એ છે જે અમે કવિઓ તે સાક્ષાત સ્ત્રી સ્વરૂપજ છીએ. સ્ત્રીઓ જેમ થાકયા પાકયાને આનદ આપનારી છે, તેમ અમે પણ આનદ આપનાર છીએ, તેના કડમા મધુરતા તેવી અમારા કઠમાં પણ તેનુ સ્વરૂપ સુદર, તેમ અમારૂ પણ. તેઓ કહાણે એકઠા થાય ત્યારે કવિતા બનાવે છે, તેમ અમે પણ કવિતા

બનાવીએ છીએ. લોકો જેમ સ્ત્રીને જોઇ ગાડા બને છે, તેમ અમને જોઇને પણ. આમ અમે સાક્ષાત્ સ્ત્રી હોવાથીજ અમે સ્ત્રીને આગળ પાડીએ છીએ.

**ગરબડ**—વારૂ, ત્યારે મને કવિતા લખવાથી લોકોનુ શુ કલ્યાણ થાય તે કહેશો.

**લઘુવપુ**—અમે નવરા કવિઓ લોકોને નવરાશનો ખોરાક પૂરો પાડીએ છીએ. બેશક આ ખોરાક મો વાટે પેટમા ન ઉતરતા આખ વાટે મગજમા ઉતરે છે.

**બડબડ**—ધન્ય છે મગજનો ખોરાક વિના દ્રવ્યે પૂરો પાડતા કવિકૃષિકારોને!

**ગરબડ**—ધન્ય છે પોતાની કૂખે એવા નરરત્નો જન્માવનારી કવિ સ્ત્રીની જનેતાને!

**ભડભડ**—ધન્ય છે! નવરાશનો વખત કમાર્ગે ગુમાવનારા અને મગજને ભભેરી બગાડનારા જોડકણા કવિવર્યોને!

**નવનીત**—બડબડ! તારો બડબડાટ, ઓ ભડભડ! તારો ભડભડાટ અને બડબડ તારો બડમડાટ સાભળી હુ પણ મારા એ કવિ બગભગત મિત્રોને ધન્યવાદ આપુ છુ

પણ હવે આપણે એવુ ટાયલુ બસ કરો કારણ એમની કવિતાની ગલીમાની એક કલી સાભળવા મારી અલી ટલવલી રહી છે.

**લઘુવપુ**—હા, હા, એતો અમે અમારા પાડિત્ય માટે ડાચાં દુખવવામા પડવાથી ભૂલી જ ગયા. ચાલો ચાલો, મિ. નવનીત-

લાલ, આપણે તમારી ભલી અલીને મલી ગાયનની ગલીમાંની નીચેની એક કલી સંભળાવીએ

( ગરબી )

મીઠડા મીઠડા લાગે સ્ત્રીના બોલડા,
જાણે બોલે એ પાખાળો કાગડો,
મુખડુ જાણે ઝગતો ચંદ્ર અમાસ જો,
પગ તો જાણે બાવળીઆના થાભલા



## પ્રવેશ ૫ મો.

[ **સ્થળ—"સુકવિ-સમિતિ"** મંડપ.
[ **પ્રવેશ**—સુકવિ મંડળ.

**મધુમદન**—મહેરબાન સાક્ષર-અસાક્ષર, કવિ-અકવિ, સજ્જન-અસજ્જનાદિ સકળ મહાશયો. અમોએ મહા મહેનતે આજે આ **"સુકવિ-સમિતિ"** ભરી છે, તેમા પધારી આપે અમને જે માન આપ્યુ છે, તે માટે હુ આપ સર્વના આભારના ભાર નીચે દબાયલો છુ બધા કવિ બગભગતોને એકઠા કરનાર હુજ એકલો મહા પુરૂષ છુ. એના પ્રમુખ, ઉપપ્રમુખ, મત્રી, ઉપમત્રી, તત્રી, ઉપતત્રી, સભાસદ, ઉપસભાસદ આદિમા હું એકલોજ છું આવી મોટી મિટીગના પ્રમુખની અગાઉથી નિમણુક કરવી જોઇએ, જેનો ખ્યાલ

અમારા નમૂનેદાર મગજમાં આવ્યો હતો ખરો, પણ અમારા નીમક હરામ અવયવ મડળે તે કરવા તસ્દી લીધીજ નથી. તે માટે ક્ષમા આપશો, અને બીજુ કાંઇપણ કામ કર્યા પહેલાં પ્રમુખની નિમણુક કરવા ભલામણ કરૂ છુ

**અંધારામ**—હુ **અતિ નિયમિત અતિ અવ્યવસ્થિત અંધાધુંદ રેલ્વેનો** મેનેજર છુ મે મારી રેલ્વે કંપનીને તેના નામ પ્રમાણે એવી અધાધુંધીમા આણી મૂકી છે કે, જેની વ્યવસ્થા જાણી તમો મનેજ પ્રમુખ નીમશો, એવી આશા રાખુ છુ કપનીના નોકરો જેમને ભાગ્યેજ એકાદ દિવસ કેજ્યુઅલ રજા મળી શકે છે મોટામાં મોટા ઓફીસરને ૩૦ ૨૨।। પગાર મળે છે કપનીના સઘળા નોકરોના પગારનો ½ ભાગ દર મહીને અમને નિયમિત મળ્યા કરે છે એ દિવસની સાથે કેજ્યુઅલ રજા માગનારને તરત નોકરી પરથી દૂર કરીએ છીએ આમ છતા અમે નોકરોને એટલી છૂટ આપી હતી કે ટ્રેન સ્ટેશન પર આવતા જે તેઓ બારી બારણા બધ કરી મૂકી રહે, અને લોકો ટ્રેનમા વિના ભાડે મુસાફરી કરે તો તે સબધે અમે બીલકૂલ ચાપતા ઉપાયો લેતા નથી આટલુ ટુક બ્યાન કરી મને પ્રમુખ નીમવાની ભલામણ કરી વિના રજાએ આસનસ્થ થાઉ છુ.

**કલિદેવ**—હુ મિ૦ અધારામની દરખાસ્તને મજબૂત ટેકો આપુ છુ, અને સાથે મને પ્રમુખ નીમવાની દરખાસ્ત મૂકુ છુ હુ સન્નીતિનિષેધક સોસાયટીનો સન્માનિત સેક્રેટરી છુ. જમાનામા ઠામ ઠામ છવાએલી અનીતિ મારે લીધે છે જગતમાથી નીતિનો નાશ થવા લાગ્યો છે, અને હુ ધારૂ છું મારા પ્રયત્નથી ગણ્યા ગાંઠયા વરસોમાં અનીતિને માન અપાશે, અને સન્નીતિને ખાસડા પડશે, મારી

આ હકીકતથી ખૂશ થઇ સભાજનો આ સભાની જોખમદારીનુ જોતરૂ મનેજ વગાડશે એવી આશા રાખી વિના રજાએ આસને બીરાજુ છુ.

**ભમતારામ**—હુ એમને ભાગો તૂટો ટેકો આપી દરખાસ્ત મૂકુ છુ કે હું જન–અહિત સાધક સમાજનો હુ પગારદાર કામદાર છે જગતના મનુષ્યોનું અહિત કેમ કરવુ તે હુ સારી રીતે જાણુ છુ મારા પ્રયત્ને સત્શાસ્ત્રોને બદલે સ્વાર્થ શાસ્ત્રો લખવા માંડ્યા છે તો મને લાગે છે, કે આ મડળનો હુ એકલોજ લાયક પ્રમુખ છુ.

**મધુ**—મારા વહાલા પરોણાઓ! તમારી દરખાસ્ત મારે મારા અત કરણની અત્યત દીલગીરી સાથે રદ કરવી પડે છે કારણ આ સારા કવિ ભગતોના મડળમા કવિ બગ ભગતજ પ્રમુખ થઇ શકે

**અંધા-કલિદેવ-ભમતા**—ત્યારે અમો અત્રેથી વિદાય થઇએ છીએ જય જય! જય જય! જય જય! જય જય!

**મધુ**—જય જય જય! જય જય! જય જય! જય જય!

(જાય છે)

**મધુ**—વહાલા કવિ બધુઓ! આપણે ઘણો વખત આ ગરબડ મા વીતી ગયો છે તો સત્વર પ્રમુખની નિમાગુક હવે કરી દેવી જોઇએ

**નરહરિશકર**—હુ નવી ફેશનના જોડકણા જોડવામા એકકો છુ મારૂ નામ જ્યાને ત્યા ચવાઇ રહ્યુ છે, તો એના પ્રમુખપદ રૂપી ઘોડા પર બેસવા આ સભા સમત થશે એમ ધારૂ છુ

**કવીન્દ્રકુમાર**—હુ એમને ટેકો આપુ છુ સાથે દરખાસ્ત મૂકુ છુ કે પ્રમુખપદ માટે કવિ મડળમા તો હુજ શ્રેષ્ટ છુ કારણ હુ એક

શીઘ્રકવિ છે. મારી કવિતાઓ એટલી બધી સુંદર છે કે તેવી આજ સુધી લખાઇ હશે કે કેમ ! અને હવે પછી લખાશે કે કેમ ? તેની પ્રબળ શકા રહે છે

**પ્રબુદ્ધ**—હુ એનો કદી પણ રદ ન જાય એવો ટેકો આપું છુ. અને મને પ્રમુખ નીમવાની દરખાસ્ત મૂકુ છુ.

**લઘુ**—મારા વહાલા કવિ મિત્રો. મે આ ગુજરાતી કવિતાને નવે માર્ગે વાળવામા આગળ પડતો ભાગ લીધો છે. જ્યારે આ કવિ મડળીના પ્રમુખસ્થાન એકજ સરણી ચાલનારા કરતાં નવુ પેદા કરનારાજને શોભા રૂપ છે, તેથી બધાએ એક મતે મનેજ પ્રમુખ નીમવો, હુ વસીલા સાથે દરખાસ્ત મકુ છુ

**ભૂતશકર**—હુ મારા પરમ પ્રિય ગુરૂ અને મિત્ર મિ લઘુવપુ શંકરની દરખાસ્તને ટેકો આપવા સાથે નવી દરખાસ્ત મકુ છુ કે આ સભાનો પ્રમુખ બધાની તકરારમા મનેજ નીમવો જોઇએ, કારણ મે બધા વર્ગમા ભળી જાઉ, એમ ઇચ્છી બધી જાતની કવિતાના ચોકઠા બેસાડયા છે

**નવ**—હુ મિ ભૂતશકરને ટેકો આપી ભલામણ કરૂ છુ કે મારા જેવાને પ્રમુખ નીમશો તો આ સમેલન સહીસલામત પાર ઉતરશે કારણ હુ કવિતાનો કકકો ખખ્ખો જાણુતો નથી એટલે એ મારામારીમા પડયોજ નથી જેથી સમતોલન કરવાનુ પ્રમુખ તરીકેનું કામ તે હુ કોઇનાપર પણ પક્ષપાત કર્યા વિના બજાવી શકીશ

**મધુ**—બધા સભાસદોએ મૂકેલી દરખાસ્તનુ સરવૈયુ કાઢતા મિ. પ્રબુદ્ધચદ્ર અને નવનીતલાલ સિવાય દરેકને એકેક મત મળે છે,

ત્યારે એ બનેને બિલકૂલ મતજ મળ્યા નથી. આમા હુ મારો મત મિ. કવીન્દ્રકુમારને આપુ છુ. એટલે તેના બે મત થવાથી તેઓ આ મડળીના વધુ મતે પ્રમુખ ચૂટાયા છે. તો કૃપા કરી તેઓ એ પદ સ્વીકારી લેશે.

( કવીન્દ્રકુમાર પ્રમુખ પદે ચઢે છે. )

કવીન્દ્ર—મને આ સભાનુ પ્રમુખપદ આપી સર્વો કવિઓમા શ્રેષ્ઠ બનાવ્યો, તે માટે હુ સર્વનો આભાર માનુ છુ, અને માન કે અપમાનની કાઇ પણ દરકાર કર્યા વિના હુ આ અગ્રપદે સર્વને અતિ આભારના ભારે દાબી બીરાજમાન થાઉ છુ

મધુ—મહેરબાનો કવિ રાજાઓ ! અમારા અવયવ (કારોબારી) મડળની બેદરકારી તથા ગાફેલીઆતથી આગળથી કરવાના કામો અમે વખતસર કરી શકયા નહિ, અને તેથી આજના દિવસના પ્રમુખની ચૂટણી કરવામાજ ગુમાવવો પડયો, તે માટે હુ તમો સર્વની ક્ષમા ચાહુ છુ. મારૂ કામ ફક્ત મે આપેલી કબૂલત પ્રમાણે મિ કવીન્દ્ર કુમારને પ્રમુખ બનાવવા એજ હતુ અને તે મે સહીસલામત પાર ઉતાર્યુ છે, અને એ સાથે સમય પૂરો થવાથી પ્રમુખને સભા બરખાસ્ત કરવા વિનતિ કરૂ છુ કવિતાઇ શાસ્ત્ર નક્કી કરવાનુ આપણે નક્કી કર્યુ હતુ પણ તેને માટે હવે બીજો કોઇ અનુકૂળ સજોગ સાધીશુ.

કવીન્દ્ર—આ **સુકવિ-સમિતિ**ના સ્થાનિક સેક્રેટરી મિ **મધુસુદન**ે મને સભા બરખાસ્ત કરવા જણાવ્યુ, પણ તે પહેલા મને ફુલના હાર તોરાથી વિભૂષિત ભલામણ કરૂ છુ.

મધુ—અમો અમારા બીન અનુભવી વિના પગારના કામદારોની ગાફેલી અસતથી એ બધી તૈયારી કરી શકયા નથી. માટે તેની ક્ષમા

આપી સભા બરખાસ્ત કરવા કૃપા કરશો અમો આપને ફક્ત ફુલહાર પહેરાવવા બીજો કોઇ **અનુકૂળ સજોગ સાધીશુ.**

**કવીન્દ્ર**—આટલી વખત એ દરગુજર કરી સભા બરખાસ્ત કરૂ છુ, તથા ફરી કોઇવાર મારો એ અભખરો પાર ઉતારવા ખાસ યાચના કરૂ છુ

( વિસર્જન )



# પરિશિષ્ટ.



(ગુર્જર શાળા પત્રમાંથી)

## ઓથારીઓ હડખવા

આપણામા હાલ જે નવો ભયકર રાગ ચોતર્ફ ફાટી નીકળ્યો છે, તે જોઇ સઘળે ત્રાહે ત્રાહે થઇ રહયો છે એથી તે બાપડા 'પોર્યા'ઓની તેના સગા વહાલાની, અને છેવટે બધા દેશની એવી તો ખરાબી થાય છે, કે આ રોગનો ઇલાજ કોઇએ શોધીજ કાઢવો જોઇએ એ કામ મહા વિકટ છે ખરૂ, અને વેળાએ દેશનુ સમસ્ત વૈદ્યમડળ ભેળુ થઇ વિચાર કરે તોપણ તેનો પતો ન એ લાગે પરંતુ પ્રયત્ન એજ પુરૂષનુ કર્તવ્ય છે, અને તેથી મે મારી અલ્પ જોગવાઇઓ પ્રમાણે એ રોગ સબધી જે કાંઇ જુજ તપાસો કરી છે, તે નમ્રતાથી સર્વેની હજુરમા રજુ કરૂ છુ, કે વખતે કોઇ અપૂર્વ બુદ્ધિશાળીને આ મહા વ્યાધિના નિદાનાદિકનો ખરો માર્ગ સુઝી આવે

**ચિકિત્સા** જેમ શીળીનો ઉપદ્રવ બહુધા બાળકોનેજ થાય છે તેમ આ રોગમા કિશોરાવસ્થાવાળાજ સપડાઇ પડે છે. મૂછનો દોરો ફૂટવા માડયો કે આ દુષ્ટ મરજની પુરેપૂરી વકી રાખવી, અને જ્યા સુધી તે પૂરેપૂરી ભરચક ઉગી રહી નથી, ત્યા સુધી એ ચેપ લાગ-

વાની દહેશત એક ક્ષણ પણ દૂર થતી નથી. એટલે આ રોગથી સભાળ રાખવાનો ખરેખરો વખત ૧૫ થી ૨૫ ની ઉમર સુધીનો છે, વખતે એથી મોટાને અને એકાદ બે ડોસાને પણ આ રોગ ભપકર રૂપમા થએલો સાભળ્યો છે, તથાપિ તે માત્ર આપવાદજ કહેવાય. કિશોરાવસ્થામાં તો શીળીની પેઠે એ રોગ હાલ સર્વેનેજ થતો માલમ પડે છે, અને તેથીજ લોકમા આટલો બધો ગભરાટ ઉઠયો છે.

આ રોગનુ પૂર્વરૂપ બહુજ ભૂલથાપ ખવડાવનારૂ છે. પ્રથમ તો બુદ્ધિને શરીરમા ઘણીજ ચચળતા દેખાય છે કિચિત્ જ્વર નાડીમા તથા માથાપર રહે છે તે કોઇના લક્ષામા આવતો નથી અત કરણમા કોહાણ શરૂ થાય છે તે તો કોઇના પણ દીઠામા શી રીતે આવે ? તેથી તેના માબાપ તથા મહેતાજી તો છોકરો ખુબ ખીલવા લાગ્યો છે એમ સમજી રાજી રાજી થતા હોય છે, તે વેળાજ આ ભૂડો રોગ તેના શરીરમા ઘર ઘાલે છે થોડા વખતમા તે બાળકનો સ્વભાવ ખારો ને તીખો થવા લાગે છે બોલવુ બહુ કમ થઇ જાય છે, અથવા બોલે છે તો તે મદા ધુધવાટ ન તિરસ્કાર ભર્યુ, હજી પણ એના વાલીઓ ચેતી ઠાવકા ઉપાયો કામે લગાડતા નથી, તો પછી આ રોગ પોતાનુ ભયકર રૂપ એકાએક પ્રગટ કરે છે

એકાએક દર્શની આખોજ જતી રહે છે, અથવા યથાર્થતાથી બોલીએ તો એને એક એવો વિલક્ષણ નેત્રવિકાર થાય છે કે સૂક્ષ્મ દર્શક ને દુરબીનના વિરૂદ્ધ ગુણોજ એની આખમા આવીને વસે છે, હવે એ પોતાના માબાપ, ગુરૂ, વગેરે પ્રાણીમાત્રને માખી જેવડાજ, અને પોતાને હાથી કરતા પણ મોટો દેખે છે. હવેથી એ મદોન્મત્ત હાથીના જેવાજ

જગતમાં નિરંકુશ કરે છે, અને પ્રાચીનકાળના સર્વ માન્ય અદ્દભુત્ પ્રચંડાગી પુરૂષોના નામ સાભળી પણ ચીડવાઇ ઊઠે છે કે "છિટ ! એ અલ્પ જંતુઓની મારી આગળ વાત ન કરો !"

કેટલાક ધારે છે કે આ નેત્રવિચાર નથી, પણ ભેજાનો વરમ છે એમ પણ હોય એના આ સમે બખારા તો બેશક ગાડા કરતા પણ વધારે છે પણ આતો હજી એ રોગની પાશેરામા પહેલી પૂણી છે. હજી તો આ રોગને બહુ તો સનેપાતજ કહી શકાય, પણ થોડા વખતમા તે હડખવાનુ ત્રાસદાયક રૂપ ધારણ કરે છે

હવે એ દર્દીનુ ડાચુ ફાટેલુંજ રહે છે, અને તેમાથી ઝેરી મહા ગધાતી લાળ નિરતર વહ્યા કરે છે એની વાણી એવી બદલાઇ જાય છે કે તેનુ બોલ્યુ માણસમા તો કોઇપણ સમજતુંજ નથી. પણ હડખવા સાથે ઘણામા ઘણુ મળતાપણુ તો આ વાતમા છે જે કુતરાને હડખવા હાલ્યો હોય છે તે જેમ પાણીનું એક પ્યાલુ જોતા મહા આક્રદે ચડે છે, તેમ આ અભાગ્યાની નજરે શાહીના ખડીયો પડતાજ એનો જિવ લેરૂથલ થઇ જાય છે જેમ હડખાએલુ કુતરૂ પાણીના શોષથી વ્યાકુળ અગે ચોતરફ ફાફાજ કરે છે, પણ તેને ગળે એક પણ ટીપુ ઉતરી શકતુ નથી, અને તેથી તે છેક બાંવરૂ, ગાભરૂ, ને ગાડુ બની જાય છે, તેમજ આ બાપડા દર્દીની અવસ્થા છે. આઠે પહોર જાગતા ને ઉઘતા—એના મનમા નિરતરે એમજ થયા કરે છે કે હું કાઇ લખુ, હુ કાઇ લખુ, અને લખવા જાય છે ત્યારે એક પણ અક્ષર લખી શકાતો નથી, આ સમે એનો જે પરિતાપ, એના પછાડા, ને એની જે વેદના તે તમે જોઇ હોય તો નિશ્ચય એમજ કહો કે એ કરતા હડખાએલા કુતરાની અવસ્થા સો દરજ્જે સારી છે.

ખડીઓ દીઠો કે તેને એ ધાઇને બાઝે છે, અને પાસે કલમ તો મળે નહિ એટલે તેમા દશે આગળા બોળી લખવાનુ કરે છે. પણ જેના જિવનુજ ઠેકાણુ નથી, તેના હાથ પગ તે ધાર્યુ કામ શી રીતે કરી શકે? કાગળ કયાના કયા રહી જાય છે, અને એ પોતાના શરીર ઉપરજ લીટા પાડવા મડે છે. કાઇક ભાન આવે છે ત્યારે ચીડવાઇને શાહીનો સીસોજ કાગળ ઉપર છુટો ફેકે છે, અને પછી પાછો પરવશપણે જે શાહીના ખાબડા ભરાય છે, તેમા હાથ બોળી આડા અવળા જેમ આવે તેમ પોતાના મો ઉપરજ ફેરવવા મડી જાય છે આ સમે એ ભાઇનું સ્વરૂપ આફ્રિકાના ઉરાગ ઉટાગથી પણ વધારે વિચિત્ર દેખાય છે, પરતુ એને મન તે કોટિ કદર્પ તુલ્ય છે.

સારૂ છે કે હજી લોકોના જોવામા એની ચેષ્ટાઓ નથી, નહિતો એને બેશક ગાડાની ઇસ્પિતાલમા તેઓ પૂરાવ્યા વિના રહે નહિ હજી તો ફક્ત બિચારા ઘરના કાઇક દેખે છે, ને દાઝે છે તે બાપડા તો જ્યારથી એણે અધરવચ નિશાળ છોડી દીધી, કોઇનુ કહ્યુ માન્યુ નહિ, અને ધધા રોજગારની વાત એ કાને ધરતો નથી, ત્યારથીજ ગંભીર હૈયાશોકમા પડયા છે એના તર્ફના લાભની આશા તો તેમણે સઘળીજ છોડી દીધી છે, પણ એનુ આગળ શુ થશે એ ચિતામા ને ચિતામા તેઓ રાત દહાડો બળીને ખાખ થઇ જાય છે પણ તેમની કયા જરાએ દાઝ છે આ મદે ચડેલા હૃદયમૃત મૂર્ખાને? એનો આત્મા તો અહપદમા તલ્લીન થઇ ગયો છે. મા બાપ કરોડો બધ નિસાસા મૂકે છે, અને બાયડી પાછલી રાતનો દરરોજ એના નામનો છેડો વાળે છે, તે વેળાએ ભાઇ પોતાની લહેરમા કેવો આ-નદે છે તે હવે આપણે જોઇએ.

પણ એક ચર્ચાપત્ર કરતાં તો વધારે જગા રોકાઇ ગઇ. અને કહેવાનું તો હજી પાર વિનાનુ છે કરવુ શુ ? એજ કે મારે મારી કલમ અટકાવવી,—નહિ તો રખેને તમે એમ ધારો કે મને પણ આ ઓથારીઓ રોગજ થયો હશે, મને એ રોગ થયો તો નથી, પણ દહાડાની ચાલે કદાપિ થયોજ હોય એમ સાબીત થાય તો પણ તેમા કાંઇ અજબ થવા જેવુ નથી, કેમકે હાલ્ર આસપાસની તમામ હવાના અણુએ અણુમા એ ચેપ પસરી રહ્યો છે, એની અસર આટલી તો મને પણ જણાય છે, કે કેમ કરી આ કલમ મારા આગળામાથી હાલ છુટતીજ નથી, માટે મને બે ચાર બોલ તો વધુ લખવા દો

આ રોગનુ નામ ઓથારીઓ હડખવા કેમ પડયુ તે તો તમારે અત્યારે જાણવુજ જોઇએ ? ઠીક ત્યારે સાભળો આ રોગની આખર અવસ્થામા દર્દી "હુ ઓથાર" "હુ ઓથાર" એમ બરાડતો ગામમા ફરે છે તે ઉપરથીજ આ નામ નીકળ્યુ છે, એમા જરાએ સદેહ નથી એમ બોલે છે તેનો અર્થ શો એ તકરારની વાત છે અમારા ગામમા એક એકસોને એક વરસની ડોસી છે તે તો કહે છે, કે એને જે ઓથારે ચાપ્યો છે તેજ આમ બોલે છે આ વાત ઇગ્રેજી ભણેલા હસી કાઢે છે તેઓનુ કહેવુ એમ છે કે ઇગ્રેજીમા "ઓથાર" શબ્દનો અર્થ ગ્રથકર્ત્તા થાય છે, અને "હુ ઓથાર, હુ ઓથાર" એમ જે બરાડા પાડે છે તેની મતલબ તો એમ છે કે હુ મોટો ગ્રથકાર થઇ ગયો ઇગ્રેજીમા એમ અથ થતો હશે તેની હુ ના કહી શકતો નથી, પણ આ છોકરા તેમ સમજીને બોલતા હોય એતો મને જરાપણ સભવિત લાગતુ નથી, કારણ કે એમાના ઘણા તો બાપજનમમા ઇગ્રેજીનો એકે અક્ષર ભણ્યા નથી એ હુ

ખાત્રીથી જાણું છુ. સાધારણ લોકો તો. “ હુ ઓથાર, હુ ઓથાર ” એવા તેમના બોલ સાંભળી એટલુંજ કહે છે કે “ હા બાપુ, ખરૂ કહો છો. તમારા જેવા બીજા ઓથાર જગતમા શોધ્યા કયાં જડવાના હતા ? ” આ જવાબ બેશક મશ્કરીનો છે, પણ પચ ત્યા પરમેશ્વર એ ન્યાયે મને તો એજ કારણ ખરૂ ભાસે છે. ગાંડાઇની પરિસીમા એજ કે ગાડાઇનું અભિમાન કરી ફુલાવુ એ વાત ખરી છે કે ગાંડાને પણ ગાડો કહેતા મહા દુ ખ લાગે છે, પણ આ રોગનુ એજ વિશેષ છે, અને તે માટેજ આ ઓથારીઓ હડખવા સઘળી ગાડાઇમા પરમ ગાડાઇ ગણાય છે.

બસ. લ્યો, આ કલમ ફેકી દીધી ! મર્જી હશે તો બાકીનુ હવે પછી, ને નહિ તો રામરામ.

લિ. વૈદ્ય નિર્ભકર આનદધરના જથાજોગ વાંચજો.



# અશુદ્ધિ—શુદ્ધિ સૂચન.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૭ | ભેલા | ભેળા |
| ,, | ૮ | બેસાડી | બેસાડે |
| ૩ | ૯ | કવિનુ | કવિ થવાનુ |
| ૩ | ૨૨ | કાઇ | કોઈ |
| ૧૧ | ૧૮ | ક્રોધ | ક્રોધ ! |
| ,, | ૧૯ | જેવો | જેવા |
| ૧૩ | ૫ | અન | અને |
| ,, | ૧૨ | ઇશ્રરની | ઇશ્વરની |
| ,, | ૧૪ | જન્મના | જન્મનો |
| ૧૫ | ૬ | ચરે | અરે |
| ૧૮ | ૫ | સળગવાને | સળગાવવાને |
| ,, | ,, | તમન | તમને |
| ,, | ૨૦ | રહ્યા | રહ્યો |
| ૧૯ | ૨ | બનાવ્યુ | બનાવી |
| ૨૦ | ૧૮ | વરસાદનુ પાણી પડતા | વરસાદ વરસતા |
| ૨૧ | ૪ | અન | અને |
| ૨૨ | ૮ | શિખેરેથી | શિખરેથી |
| ,, | ૨૧ | કમ | કર્મ |
| ૨૫ | ૮ | ભગ | બગ |
| ૨૬ | ૯ | લાકડુ | લાકડુ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૨૧ | ધાયુ | ધાર્યું |
| ૩૮ | ૫ | માશ | મારા |
| ૪૪ | ૧૪ | લખવો | લખાવો |
| ૪૭ | ૨ | પ્રતિબંબ | પ્રતિબિંબ |
| ,, | ૧૪ | કરી | ફરી |
| ૪૯ | ૨૩ | હેવાથી | હોવાથી |
| ૫૦ | ૯ | સારી | સારી રીતે |
| ૫૧ | ૧ | અમન | અમને |
| ,, | ૨ | આઠમો શબ્દ "અમે". કાઢીનાખો | |
| ,, | ૧૬ | બડબડ | ગરબડ |
| ,, | ,, | બડબડાટ | ગરબડાટ |
| ,, | ૨૧ | ગયા ' | ગયા |
| ૫૩ | ૫ | નિયમિત | અનિયમિત |
| ૫૪ | ૪ | આઠમો શબ્દ "હુ" કાઢીનાખો | |
| ૫૫ | ૯ | જને | નેજ |
| ૫૬ | ૨૧ | વિભૂષિત | વિભૂષિત કરવા |
| ,, | ૨૩ | ગાફેલી અસતથી | ગાફેલીઅતથી |

અશુદ્ધિનુ લાબુ પીંજણ ન કરતા ઉપર અગત્યની અશુદ્ધિઓજ દર્શાવી છે

પ્રકાશક.

## એક અભિપ્રાય

'સુકવિ–સમિતિ' એ નામના પ્રહસનના કેટલાક પાનાએ મ્હેં વાચ્યા છે તે વાચતા મ્હને ઘણો આનદ થયો, અને મ્હારી ખાત્રી છે કે એ પુસ્તકના દરેક વાચકને એનાથ રમુજ મળ્યા વિના રહેશે નહી એ પ્રહસનમા કોઇ પણ વ્યક્તિ ઉપર આક્ષેપ કરવાનો હેતુ જણાતો નથી, એ કારણથી એ પુસ્તક હુ ખાસ વખાણવા યોગ્ય ગણુ છુ 'બીજા સાહિત્ય કરતાં વિશેપ જથામા ઉભરાઈ જતા' કવિતા સાહિત્ય વિષે પાચમી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખે પણ ઘણી યોગ્ય ટીકા કરી હતી નિર્માલ્ય કવિતાઓ રચનારાને આ પ્રહસનમા ઠીક બનાવ્યા છે અયોગ્ય દિશામા વેડફાઇ જતી લેખન શક્તિ જો એથી કઈક અશે કમી થાય તો તે ઇચ્છવા યોગ્ય છે

મોહનલાલ પાર્વતીશકર દવે

